રામયણના સમય સુધી આપણા આર્યોમાં એક આચાર્યવર્ગ અથવા [1]ઋષિવર્ગ અને બીજો [2]પ્રજાવર્ગ, એવા બે મુખ્ય વર્ગો વંશપરંપરાથી ચાલતા આવ્યા હતા, અને તેઓ વેદધર્મનું પાલન કરતા હતા. પ્રજાવર્ગમાં એક લડાયક વર્ગ, બીજો વ્યાપારી વર્ગ, અને ત્રીજો શિલ્પિ વર્ગ એવા ત્રણ પેટા વર્ગો હતા, અને તેમને ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્ર એવાં નામો આપવામાં આવ્યાં હતાં.

ઋષિવર્ગ અરણ્યમાં આશ્રમો સ્થાપી તેમાં નિવાસ કરી આખી આર્યપ્રજામાં જ્ઞાનનો પ્રચાર કરતો, તથા નવી નવી વિદ્યાકળાઓને શોધી કહાડી જ્ઞાનમાં અભિવૃદ્ધિ કરતો. પ્રજાવર્ગ ગામો તથા નગરો વસાવી તેમાં રહી પોતાનું યોગક્ષેમ ચલાવતો. કેટલાક સમય પછી જ્યારે પ્રજાવર્ગને શત્રુઓ તથા દુરાચારી મનુષ્યો તરફથી ત્રાસ થવા લાગ્યો, ત્યારે તે વર્ગે પોતાના લડાયક વર્ગમાંથી એક શૂરવીર વિદ્વાન્ અને સદાચારી ક્ષત્રિયને રાજા તરીકે પસંદ કર્યો, અને તેને ધાર્મિક વિધિથી રાજા બનાવવાને ઋષિવર્ગને વિનંતિ કરી. ઋષિવર્ગે, જે વિધિથી વેદમાં ઇન્દ્ર વરૂણ વિગેરે દેવોના રાજાઓનો અભિષેક કરવામાં આવ્યો છે, તે વિધિથી આવા પ્રજાવર્ગે પસંદ કરેલા ક્ષત્રિયનો રાજ્યાભિષેક કરી તેને ધર્મથી રાજા બનાવ્યો; અને પછી પ્રજાવર્ગે તેને રાજા તરીકે સ્વીકારી તેના શાસનમાં રહે-

---

૧ The Intelligentsia.

૨ The Masses.

વાનું કબુલ કર્યું. આવી હકીકત આપણને ઐતરેય બ્રાહ્મણ છાન્દોગ્ય[1] ઉપનિષદ્ તથા મહાભારત ઉપરથી મળી આવે છે.

વેદકાળમાં તથા રામાયણના કાળમાં ઋષિવર્ગના રાજાના તથા પ્રજાવર્ગના હકો અને ફરજોની વ્યવસ્થા નીચે પ્રમાણે આપણને મળી આવે છે.—

ઋષિવર્ગના હકો—પોતાના વર્ગનું સ્વાતન્ત્ર્ય, પ્રજાવર્ગે પસંદ કરેલા ક્ષત્રિયને રાજા બનાવવો, પોતાના વર્ગના પ્રતિનિધિ પુરોહિતદ્વારા રાજસત્તાનું નિયન્ત્રણ, વેદ-ધર્મ વિરૂદ્ધ વર્તન કરનાર રાજાને પદભ્રષ્ટ કરવો, ધર્મનો છેવટનો નિર્ણય આપવો, આર્યોને શિક્ષણ આપવુ, તથા યજ્ઞો કરાવવા, અને દાન લેવું.

ઋષિવર્ગની ફરજો—આર્યોને મફત શિક્ષણ આપવું, તેમના શ્રેય માટે યજ્ઞો કરવા તથા કરાવવા, રાજાઓ પાસે અશ્વમેધાદિ યજ્ઞો કરાવી તથા પુરોહિતદ્વારા તેને ધર્મમા પ્રવૃત્ત કરી રાષ્ટ્રનું સંઘટ્ટન કરવું, ત્યાગપ્રધાન જીવન ગાળી આર્યોનું સર્વ રીતે કલ્યાણ કરવા તત્પર રહેવું, અને રાજા તથા પ્રજાનું યોગ્ય આતિથ્ય કરવું.

રાજાના હકો—રાજવૈભવ ધારણ કરવો, વૈશ્યો પાસેથી બલિ

---

१ यथा ह्येवेह प्रजा अन्वाविशन्ति यथानुशासनं... छान्दो. ८-१-५

લેવા, વેદધર્મ તથા લોકવ્યવહાર વિરૂદ્ધ વર્તનારને શિક્ષા કરવી, પુરોહિતની આજ્ઞાનુસાર રાષ્ટ્રનાં અંતરંગ તથા બહિરંગ કાર્યો કરવાં, અને આ કાર્યો કરવા માટે જુદા જુદા અધિકારીઓ નિમવા.

રાજાની ફરજો—વેદધર્મનું પાલન કરવું, પ્રજાવર્ગને પોતપોતાના ધર્મમા પ્રવૃત્ત કરવો, તથા પિતા જેમ પુત્રનું રક્ષણ કરે તેમ તેનું રક્ષણ કરવું, મોટા યજ્ઞો કરીને તથા સર્વને સરખો ન્યાય આપીને પ્રજાવર્ગનું સંઘટ્ટન કરવું, પુરોહિતની આજ્ઞામાં રહેવું, રાષ્ટ્રસેવા બજાવનારની યોગ્ય કદર કરવી, ઋષિવર્ગ પ્રત્યે વિનયથી વર્તવું, અને ઋષિવર્ગ તથા પ્રજાવર્ગનું યોગ્ય આતિથ્ય કરવું.

પ્રજાના હકો—પોતાના દેશનો રાજા પસંદ કરવો, રાજા પાસેથી સર્વ પ્રકારનું રક્ષણ તથા મફત ન્યાય મેળવવાં, ઋષિવર્ગ પાસેથી મફત શિક્ષણ મેળવવું.

પ્રજાની ફરજો—વેદધર્મ સદાચાર તથા રાજશાસનનું પાલન કરવું, પોતાના વર્તનથી કોઇને ઉપદ્રવ ન કરવો, ધર્મ ઉપર રાષ્ટ્ર ઉપર તથા રાજા ઉપર ભક્તિભાવ રાખવો, રાષ્ટ્રના રક્ષણ માટે રાજાને તન મન ધનથી મદદ કરવી, અને વૈશ્યોએ ધાન્યનો છઠ્ઠો ભાગ તથા પ્રસંગોપાત્ ઉત્તમ વસ્તુઓની ભેટો રાજાને આપવી, તથા રાષ્ટ્રની દરેક વ્યક્તિનું યોગ્ય આતિથ્ય કરવું.

રામાયણના સમય સુધી આ પ્રમાણે ઋષિવર્ગના રાજાના તથા પ્રજાવર્ગના હકો અને ફરજોની વ્યવસ્થા હતી. પણ ત્યાર પછીના સમયમાં એટલે સ્મૃતિકાળમાં જેમ જેમ આ વેદ-ધર્મનો પ્રવર્તક અને રાજસત્તાનો નિયામક ઋષિવર્ગ ક્રમે ક્રમે ઓછો થતો ગયો, અને એ વર્ગનાં બાળકો પોતાનો અરણ્ય-વાસ છોડીને ગામો તથા નગરોમાં આવી રાજા તથા પ્રજાવર્ગના આશ્રય નીચે નિવાસ કરવા લાગ્યા, તેમ તેમ રાજસત્તામાં વધારો થતો ગયો, અને ઋષિવર્ગનાં બાળકોએ પોતાનું સ્વાતન્ત્ર્ય અને પ્રજાવર્ગે પોતાનો રાજા પસંદ કરવાનો હક ગુમાવ્યો.

સ્મૃતિકાળમાં જે ધર્મસૂત્રો અને ધર્મશાસ્ત્રો રચાયા તેનાથીજ આપણા રાજ્યતંત્રમાં આવો રાષ્ટ્રઘાતક ફેરફાર થયો, એમ આપણને સ્પષ્ટ સમજાય છે. અરણ્યમા રહી સ્વાતંત્ર્ય ભોગવનાર ઋષિઓએ જ્યારે પોતાનું સ્વાતન્ત્ર્ય ગુમાવી ગામોમાં તથા નગરોમાં આવી રાજાશ્રય નીચે રહેવાનું પસંદ કર્યું, ત્યારે આવી સ્થિતિમાં પણ પોતાનું ગૌરવ સચવાય તેવા હેતુથી તેમણે રાજાઓને દેવપદ ઉપર આરૂઢ કરી, તેમને પ્રજા-વર્ગ પાસેથી અનેક જાતના કર ઉઘરાવવાની સત્તા આપી, તેમની પ્રીતિ સંપાદન કરી પોતાનું ગૌરવ સાચવવાનો પ્રયત્ન કર્યો હશે, એમ આપણને સ્મૃતિઓના ધર્મોનું સૂક્ષ્મ નિરીક્ષણ કર-વાથી જણાય છે. આવી રીતે દેવપદ ઉપર રાજાઓને સ્થાપન કરવાથી, તેમનો વંશપરંપરાનો રાજા તરીકેનો હક સાબીત થયો, અને તેથી રાજા પસંદ કરવાના પ્રજાના હકનો અંત આવ્યો.

આ હક મળવાથી રાજાઓને પોતાના એશ્વર્યનું એટલું બધું અભિમાન થયું, કે તેમણે આવો હક અપાવનાર પોતાના આશ્રિત બ્રાહ્મણવર્ગનો પણ અનાદર કરવા માંડયો, અને કોઇની સલાહ નહીં માનતાં પોતાની મરજીમાં આવે તેમ રાજતંત્ર ચલાવવા માંડયું. આનું પરિણામ એ આવ્યું કે ૭-૮ સૈકામાંજ રાજાઓનો તથા રાજકુળોનો ભયંકર સંહાર કરનાર મહાભારતના યુદ્ધનો પ્રસંગ આવી પહોચ્યો, અને તે અરસામાંજ રાજસત્તાથી સ્વતંત્ર અનેક ગણરાજ્યો તથા કુલરાજ્યો ભારતવર્ષમાં સ્થપાયાં, જેમાં ગણ અથવા કુલના અધિપતિ તરીકે રાજાને નહીં રાખતાં, ગણમુખ્ય અથવા કુલમુખ્યને નીમવાનો વહિવટ દાખલ કરવામાં આવ્યો.

આવી રીતે સ્મૃતિકારોએ રાજાની સત્તા વધારીને, રાજાઓને તથા પોતાના બ્રાહ્મણવર્ગને લાભ કરી આપવાને બદલે હાનિજ કરી, અને પરોક્ષ રીતે ગણરાજ્યોને તથા કુલરાજ્યોને અસ્તિત્વમાં આણીને આર્યરાષ્ટ્રનું વિઘટનજ કર્યું.

સ્મૃતિકારોએ વેદકાલના હુતાદ અને અહુતાદ એવા આર્યોના બે મુખ્ય વિભાગને બદલે દ્વિજ અને શૂદ્ર એવા બે નવા વિભાગો પાડી. ક્ષત્રિયો તથા વૈશ્યોને પોતાના બ્રાહ્મણવર્ગની સાથે રાખી શૂદ્રોને જુદા કાઢયા, અને દ્વિજોનું દાસ્ય કરવા માટેજ બ્રહ્માએ શૂદ્રને સરજ્યો છે, એવું ઠરાવી દ્વિજોમાં ખોટું અભિમાન ઉત્પન્ન કર્યું. આ અભિમાનથી મત્ત બની દ્વિજોએ શૂદ્રોનો તિરસ્કાર કરવા માંડયો, અને રાજ્યની કેટલીક અધિકારની જગ્યાઓ, જે વેદકાળથી તેમને માટે ખુલ્લી

હતી, તે બંધ કરવામા આવી. શૂદ્રોને દ્વિજોનું દાસ્ય કરવાની રાજાઓએ ફરજ પાડી, અને તેને લીધે શૂદ્રોને શિલ્પકળાઓ છોડવી પડી. બ્રાહ્મણોએ તો જ્યારથી રાજાપ્રજાની યજમાનવૃત્તિ સ્વીકારી ગામોમા નિવાસ કર્યો, ત્યારથીજ ધનુર્વેદ અને શિલ્પ-શાસ્ત્રોને ઉંચાં મૂકી દીધા હતા, અને માત્ર પોતાની વૃત્તિ ચલાવવાને ઉપયોગમા આવતા વેદનું પારાયણજ સાચવી રાખ્યું હતું. આ પ્રમાણે ઋષિવર્ગે અથાગ પરિશ્રમ લઇને રાષ્ટ્રની સમૃદ્ધિને માટે રચેલા ઉપવેદો તથા કળાશાસ્ત્રોના જ્ઞાનનો ધીમે ધીમે હ્રાસ થતો ગયો, અને રાષ્ટ્ર દરિદ્ર બનતુ ગયું

સ્મૃતિકારોએ રાજ્યતંત્રમા કરેલા આવા ફેરફારોથી તથા વેદધર્મના તત્ત્વો સમજાવનાર ઋષિવર્ગના અભાવથી, મહાભારત પછીના સમયમા પ્રજાવર્ગને એમ લાગવા માડયું, કે 'વેદધર્મ એ બ્રાહ્મણોએ પોતાના ઉદરનિર્વાહ માટે ઘડી કાઢેલી એક સસ્થાજ છે, કારણ કે ધર્મની દૃષ્ટિમા તો દરેક માણસ સર-ખોજ ગણાવો જોઇએ. જે ધર્મમા એક માણસ મોટો અપરાધ કરે છતા પણ નિર્દોષ ગણાય, અને બીજો માણસ તેજ જાતનો અપરાધ કરે તો તેને ભારે શિક્ષા થાય, તેને ધર્મ કેવી રીતે કહી શકાય? જો કે દરેક સમાજમા મનુષ્યોના ધાર્મિક દરજ્જાઓમા ન્યૂનાધિકતા સંભવી શકે, પણ ન્યાયની દૃષ્ટિમા તો બધા મનુષ્યો સરખાજ હોઈ શકે.' જ્યારે પ્રજાવર્ગમા આવા વિચારો ફેલાયા અને પ્રજાવર્ગની પ્રચલિત વેદધર્મ ઉપર અરૂચિ થઇ ગઇ, ત્યારે ઈ. સ. પૂર્વે છઠ્ઠા સૈકામા ક્ષત્રિયકુળના મહાવીર અને બુદ્ધદેવ એ બે મહાત્માઓ આગળ પડયા, અને તેમણે દરેક

પ્રાણીને એટલે મનુષ્ય પશુ પક્ષી કીટ પતંગ વિગેરે સર્વેને સરખાં ગણીને અનુક્રમે જૈનધર્મ તથા બૌદ્ધધર્મનું સ્થાપન કર્યું, અને કહેવાતા વેદધર્મના ખંડનમાં પ્રવૃત્ત થયા. સ્મૃતિકારોના અન્યાયથી ત્રાસી ગયેલા પ્રજાવર્ગે તરતજ વેદધર્મને છોડીને આ ધર્મોના સંઘોનો આશ્રય લીધો, અને ધીમે ધીમે રાજાઓ તથા બ્રાહ્મણો પણ આ નવા ધર્મોમાં આવી ગયા. સ્મૃતિકારોએ રાજાઓને જે રાજશાસનો કાઢવાનો એટલે નવા કાયદાઓ ઘડવાનો હક આપ્યો હતો, તે હક વાપરીને તેમણે વેદધર્મને આખા ભારતવર્ષમાંથી હઠાવી, તેને ઠેકાણે જૈનધર્મ તથા બૌદ્ધધર્મને સ્થાપન કર્યા, અને ઇ. સ. ના સાતમા સૈકા સુધી આ ધર્મોનું જોર આખા ભારતવર્ષમાં રહ્યું.

આ હજાર વર્ષના લાંબા સમયમાં આપણાં ધાર્મિક પુસ્તકોમાં ફેરફાર કરી તેમને બગાડી નાંખવાના પ્રયત્નો થયા હશે, એમ આપણું અનુમાન જાય છે. શતપથ બ્રાહ્મણનું અગ્નિશુ પરિશિષ્ટ, પુરાણોના દેવોનો તથા ઋષિઓનો દુરાચાર, એક દેવના પુરાણમાં બીજા દેવની નિંદા, બુદ્ધનુ વિષ્ણુના અવતાર તરીકે વર્ણન, પ્રાચીન રાજાઓનાં નામોના યોગાર્થ ઉપરથી કલ્પિત આખ્યાયિકાઓ, તથા કલ્પિત યુગગણનાનો સ્મૃતિઓ તથા પુરાણોમાં ભ્રમ થવા માટે કરેલો ઉલ્લેખ, આવી બધી બાબતોં આજ સમયે આપણાં ધાર્મિક પુસ્તકોમાં દાખલ કરવામાં આવી હોવી જોઇએ, એમ આપણા પ્રાચીન વેદધર્મના સિદ્ધાન્તોની સાથે તેમની સરખામણી કરતાં આપણને જણાઇ આવે છે, અને તેનું દિગ્દર્શન રામાયણના પ્રકરણમાં કરવામાં આવ્યું છે. આપણા ધાર્મિક ગ્રંથોમાંથી આવો

કચરો કાઢી નાંખીને તેમની શુદ્ધિ કરી વેદધર્મના સિદ્ધાન્તોની સાથે તેમની એકતા કરવાની જરૂર છે. જો આ પ્રમાણે નહીં થાય, તો આપણો વેદધર્મ લાંબા કાળ સુધી ટકી રહેશે કે કેમ, તેનો સંશય રહે છે.

આપણા ધાર્મિક ગ્રંથોમાં વિશેષ ભ્રમ ઉત્પન્ન કરનારી યુગવ્યવસ્થા છે. વેદકાળમાં માત્ર પાંચ જ વર્ષના સમયને યુગ ગણવામાં આવતો હતો, અને આવી ગણત્રી છેક ચાણક્યના સમય સુધી ચાલતી આવી હશે, એમ ચાણક્યે પોતે ઈ. સ. પૂર્વે ૩૧૬ ના અરસામાં રચેલા અર્થશાસ્ત્રના કાલમાન પ્રકરણમાં ગણત્રી કરવાના પરમ કાલ તરીકે **पञ्चसंवत्सरो युगम्** એમ જણાવેલું હોવાથી, આપણને સમજાય છે. જો તે વખતે પુરાણોમાં વર્ણવેલી હજારો વર્ષોના યુગની ગણત્રી વ્યવહારમા પ્રચલિત હત, તો ચાણક્ય જેવો વ્યવહારદક્ષ અર્થશાસ્ત્રનો આચાર્ય તે પોતાના ગ્રંથમાં જણાવ્યા વિના રહત નહીં. તેથી ચાણક્યના સમય પછી આ ગણત્રી ખોળી કાઢવામાં આવી હશે, એવું અનુમાન થાય છે. વળી [1]ભારતીય જ્યોતિઃશાસ્ત્રમાં રા. દીક્ષિત જણાવે છે કેઃ—

'વળી એક મહત્વની વાત એવી છે, કે મેં પોતે જ્યોતિષ દૃષ્ટિથી મહાભારત વાંચ્યું છે. તેમાં કોઇ પણ જગ્યાએ સાત વાર અને બાર રાશિઓ મારા જોવામાં આવ્યાં નહીં. આ ઉપરથી નિઃસંશય કહી શકાય છે, કે ભારતમા જ્યોતિષ સંબંધી જે જે વાતો છે, તે આ દેશમાં વાર અને મેષાદિ રાશિઓ એમનો પ્રચાર થયા પહેલાંની છે. યુરોપિયન વિદ્વાનો કહે છે, કે

૧ જુઓ ભારતીય જ્યોતિઃશાસ્ત્ર પૃ. ૧૦૮.

હિંદુ લોકોએ જ્યોતિષશાસ્ત્ર ગ્રીક લોકો પાસેથી મેળવ્યું. એમના કહેવા પ્રમાણે જો હિંદુ લોકોએ ગ્રીક પાસેથી આ શાસ્ત્ર લીધું હોય, તોપણ તેમણે ઈ. સ. પૂ. ૧૫૦ માં થઇ ગયેલા ટૉલમી પાસેથી તો નહીં જ લીધું હોય. ટૉલમીના પહેલાં તેમણે મેળવ્યું હશે એમ સિદ્ધ કરી શકાય '

વેદમાં તથા મહાભારતમાં આપણને વાર તથા રાશિઓનાં નામ મળી આવતાં નથી, પણ નક્ષત્રો ઉપર આવતા ગ્રહો અને તેનાથી થતી શુભાશુભ ફળની કલ્પના ઘણે ઠેકાણે આપણને મળી આવે છે, અને ઉપરના ઉતારામાં જણાવ્યું તેમ રાશિઓની કલ્પના આપણા જ્યોતિષીઓએ યવનાચાર્યોના ગ્રંથો ઉપરથી જ લીધેલી છે, એમ સાબીત થાય છે. આ વાર તથા રાશિઓની કલ્પના લેવાથી પોતાની જે ન્યૂનતા જણાય, તેને દૂર કરવા માટે તથા પોતાનું ગૌરવ સ્થાપન કરવા માટે જ્યોતિષીઓએ રવિવારને દિવસે બધા ગ્રહોની ઉત્પત્તિ મેષરાશિના પ્રારંભમાં કલ્પી ગણિતથી તે સમય કાઢીને યુગવ્યવસ્થા કરી હશે, અને બૌદ્ધકાળમાં આ યુગગણનાને આપણા ધાર્મિક ગ્રંથોમાં દાખલ કરી ઐતિહાસિક દૃષ્ટિથી મોટી ગુંચવણ ઉત્પન્ન કરી તે ગ્રંથોને અશ્રદ્ધેય બનાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હશે, એવા અનુમાન ઉપર આપણે આવી શકીએ છીએ.

આપણે આગળ જણાવી ગયા છીએ, કે પ્રથમ સ્મૃતિકાળમાં આપણું રાજ્યતંત્ર શિથિલ બનાવવાનાં મૂળ રોપાયાં અને મહાભારતના કાળમાં આપણા રાજ્યતંત્રનો વિશ્લેષ થતાં રાષ્ટ્રનું વિઘટન થયું, અને ભારતવર્ષમાં રાજાઓ તથા રાજકુલોનો મોટો સંહાર થયો, અને ત્યાર પછી ધીમે ધીમે વેદ—

ધર્મનો સમૂળ નાશ થવાનો પ્રસંગ પ્રાપ્ત થયો. આ સમયે ભારતવર્ષના પુણ્યનો ઉદય થવાથી ભારતવર્ષની રંગભૂમિ ઉપર કુમારિલભટ્ટ અને શ્રીશંકરાચાર્ય જેવા વેદધર્મનાં તત્ત્વોને યથાર્થ સમજનાર આચાર્યોએ ઉતરી આવીને વેદધર્મનું પુનઃ સ્થાપન કરવાનું કામ એવી દક્ષતાથી કર્યું, કે બૌદ્ધ ધર્મને તો હમેશને માટે ભારતવર્ષ છોડીને દેશાન્તરમાં જઈ આશ્રય લેવો પડયો. જો કે કુમારિલ ભટ્ટે અને શ્રીશંકરાચાર્યે અનુક્રમે વેદ-ધર્મના કર્મમાર્ગનું અને જ્ઞાનમાર્ગનું સુદૃઢ સ્થાપન કર્યું, તો પણ વેદધર્મના રાજકીય સિદ્ધાન્તોની સાથે સ્મૃતિઓની એકવાક્યતા કરી શુદ્ધ વૈદિક રાજ્યતંત્રનું સ્થાપન નહીં કરેલું હોવાથી, રાષ્ટનું પુનઃ સંઘટ્ટન થઇ શક્યું નહીં,' અને ફરીથી પાછી અવ્યવસ્થા શરૂ થઇ ગઇ; અને તેને પરિણામે જે સ્થળે મહાભારતનું સંહારક યુદ્ધ થયું હતું, તેજ સ્થળે પાછો રાજાઓ અને રાજકુલોનો મુસલમાનોને હાથે મોટો સંહાર થયો, અને તેજ સમયે ભારતવર્ષે પોતાનું સામ્રાજ્ય ઐશ્વર્ય તથા સ્વાતંત્ર્ય હમેશને માટે ગુમાવ્યું.

જો ચાણક્ય જેવા સમર્થ અર્થશાસ્ત્રના આચાર્યે તથા શ્રીશંકરાચાર્ય જેવા સમર્થ ધર્માચાર્યે વેદકાળના જેવો સમર્થ અને પ્રજાના હિતમાં તત્પર રહેનાર નવો ઋષિવર્ગ ઉત્પન્ન કરીને નિયન્ત્રિત રાજસત્તાક રાજ્યતંત્રનું સ્થાપન કર્યું હત, તો ભારતવર્ષ લાંબા કાળ સુધી પોતાનું સ્વાતંત્ર્ય સાચવી શક્યું હત, અને મધ્યકાળમાં વેદધર્મની તથા ભારતવર્ષનાં રાજ્ય-તંત્રોની જે દુર્દશા થઇ ગઈ, તે થતી અટકી શકત.

તે દેશમાં આપણા વેદકાળ જેવાં નિયન્ત્રિત રાજસત્તાક રાજ્યતંત્રોજ ચાલે છે. આપણા ઋષિવર્ગને સ્થાને તેમની પાર્લામેન્ટો છે, અને આપણા રાજાઓને સ્થાને તેમના વંશપરંપરાના રાજાઓ અથવા અમુક મુદત સુધી રાજ્યનો વહિવટ કરનાર પ્રમુખો છે. અર્થાત્ સર્વત્ર નિયન્ત્રિત રાજસત્તાક રાજ્યતંત્રજ રાષ્ટ્રના ઉત્કર્ષને માટે હિતાવહ છે, એવા નિર્ણય ઉપર આપણે આવી શકીએ છીએ.

ભારતવર્ષમાં જુદે જુદે સમયે રાજ્યતંત્રમાં અને તેને અંગે રાજાપ્રજાના ધર્મોમાં શા શા ફેરફાર થયા, અને તેનું પરિણામ શું આવ્યું, તેનુ સવિસ્તર વર્ણન આ ગ્રંથમાં આપવામાં આવ્યું છે; અને તેમાં જે કાંઇ સુધારો કરવા જેવું જણાય, તેનું ગ્રંથકર્તાઓને સૂચન કરવા ભારતવર્ષના દરેક સ્વધર્માનુરાગી વિદ્વાન્‌ને વિનંતિ કરવામાં આવે છે

અંતમાં મહાભારતના સમયનો નિર્ણય કરવા માટે જ્યોતિષ વિષય સંબંધી ગણત્રીઓ કરવામાં વે. શા. નારાયણ ગોપાળ જોશીએ મોટો પરિશ્રમ લઇ જે સહાય આપી છે, તે માટે ગ્રંથકર્તાઓ તેમનો અત્યંત આભાર માને છે.

રાજકીય સંસ્કૃત મહાવિદ્યાલય,
**વડોદરા.**
પ્રૌષ્ઠપદી, શાકે ૧૮૪૯.
રવિવાર, તા. ૧૧–૯–૧૯૨૭.

**મૂળશંકર માણેકલાલ યાજ્ઞિક.**

# અનુક્રમણિકા

પ્રકરણ　　　　　　　　　　વિષય

મનુ તથા સપ્તર્ષિઓની સૃષ્ટિ એક [1]મન્વંતર સુધી ચાલે છે, અને પછી તેનો લય થાય છે. ફરીથી બ્રહ્મા બીજા મનુને અને સપ્તર્ષિઓને પાછા સંકલ્પ માત્રથી ઉત્પન્ન કરે છે, અને તેમની સૃષ્ટિ પણ એક મન્વન્તર સુધી ચાલે છે. આવી રીતે બ્રહ્મા પોતાના ૧ દિવસમા ૧૪ [2]મનુઓને અને ૧૪ સપ્તર્ષિ-ર્ષિઓને ઉત્પન્ન કરે છે, અને તેઓ પ્રજા ઉત્પન્ન કરી સૃષ્ટિ ચલાવે છે. આજ સુધી આવા છ મનુઓ તથા છ સપ્તર્ષિઓ થઈ ગયા છે, અને આ આપણી સૃષ્ટિનો આરંભ સાતમા વૈવસ્વત મનુ તથા વસિષ્ઠ, કશ્યપ, અત્રિ, જમદગ્નિ, ગૌતમ, વિશ્વામિત્ર અને ભરદ્વાજ એ સપ્તર્ષિઓથી થયો છે. આ સપ્તર્ષિઓના પુત્રો બ્રાહ્મણો ગણાયા છે. મનુના ઇક્ષ્વાકુ, નાભાગ, ધૃષ્ટ, શર્યાતિ, નરિષ્યન્ત, નૃગ, કરૂપ, નેદિષ્ઠ અને પૃષધ્ર

---

૧ મનુષ્યોનાં ૩૬૦ વર્ષો થાય છે ત્યારે દેવોનું એક વર્ષ થાય છે. દેવોનાં આવાં ૧૨૦૦૦ વર્ષનો એક ચતુર્યુગ થાય છે. આવા ૭૧ ચતુર્યુગનો એક મન્વન્તર થાય છે. અને ૧૪ મન્વન્તરો અથવા ૧૦૦૦ ચતુર્યુગનો બ્રહ્માનો દિવસ ગણાય છે.

विष्णु अंश १–३

૨ ચૌદ મનુઓનાં નામ—સ્વાયંભુવ, સ્વારોચિષ, ઔત્તમિ, તામસ, રૈવત, ચાક્ષુષ, વૈવસ્વત, સાવર્ણિ, દક્ષસાવર્ણિ, બ્રહ્મસાવર્ણિ, ધર્મસાવર્ણિ, રૂદ્રસાવર્ણિ, રૌચ્ય અને ભૌત્ય.

विष्णु० अंश. ३–३

सप्तर्षयः सुराः शक्रो मनुस्तत्सूनवो नृपाः ।
एककालेहि सृज्यन्ते संह्रियन्ते च पूर्ववत् ।

विष्णु० अंश १–३–१६

વિગેરે પુત્રો થયા તેમાના પહેલા આતના વંશજો ક્ષત્રિયો થયા. નેદિષ્ઠના[1] પુત્રો વૈશ્યો થયા અને પૃષધ્રના પુત્રો શૂદ્રો થયા આ પ્રમાણે[2] સપ્તર્ષિઓએ અને મનુએ ચાતુર્વર્ણ્ય સૃષ્ટિ ઉત્પન્ન કરી છે

બ્રહ્માએ સપ્તર્ષિઓને તથા મનુને ઉત્પન્ન કરી તેમને વેદનુ જ્ઞાન આપ્યું સપ્તર્ષિઓએ વેદમા વર્ણવેલી દેવોના યજ્ઞોની સંસ્થાઓ પ્રમાણે સૃષ્ટિમા યજ્ઞની સંસ્થાઓ પ્રવૃત્ત કરી, અને મનુએ વેદમા વર્ણવેલા દેવોના ચાર વર્ણોના ધર્મોને અનુસરીને સૃષ્ટિના ચાર વર્ણોના ધર્મો નક્કી કર્યા

આ સમયને સામાન્ય રીતે વેદકાળ કહેવામા આવે છે. આ વેદકાળનો નિર્ણય કરવા માટે પરદેશના તથા આપણા દેશના વિદ્વાનોએ ઘણો પરિશ્રમ લીધેલો છે, તેથી પ્રથમ તો આપણે તેમના જુદા જુદા મતોનુ અવલોકન કરીશુ

## ૨ વેદકાળના સબંધમાં વિદ્વાનોના જુદાજુદા અભિપ્રાયો

[3]આપણા વૈદિક વાઙ્મયનો પરિચય પાશ્ચાત્ય વિદ્વાનોને થતા, તે ઘણું પ્રાચીન છે અને જગતની પ્રાચીનકાળની સંસ્કૃ

---

૧ વિષ્ણુ० અંશ ૪-૧
नेदिष्टपुत्रस्तु वैश्यतामगमत् । पृषध्रस्तु शूद्रत्वमगमत् ।

૨ महर्षय· सप्त पूर्वे चत्वारो मनवस्तथा ।
मद्भावा मानसा जाता येषां लोक इमा· प्रजा· ॥
भगवद्गीता अ. १० श्लो० ६

૩ મહારાષ્ટ્રીય જ્ઞાનકોશ ભાગ ૭ પ્રકરણ ૯.

તેના ઇતિહાસ ઉપર તે મોટો પ્રકાશ પાડશે, તેવા નિર્ણય ઉપર તેઓ આવ્યા. પરંતુ આપણા પ્રાચીન વાઙ્મયના સમયનો નિર્ણય કરવાનો પ્રથમ પ્રયત્ન તો પ્રો. મૅક્સમૂલરે કર્યો.

બુદ્ધધર્મનો ઉદય, સિકંદર બાદશાહની હિંદુસ્થાન ઉપર સ્વારી વિગેરે જે સાધનો આપણા વાઙ્મયનો સમય નક્કી કરવામાં હાલ આપણને ઉપલબ્ધ છે, તેનાથી શરૂઆત કરી પ્રૉ. મૅક્સમૂલરે એવું અનુમાન કર્યું, કે બુદ્ધ સંપ્રદાય એ એક બ્રાહ્મણ ધર્મનો નાશ કરવા સારૂ શરૂ થયેલો હુમલો છે, અને તેથી સૂક્તો, બ્રાહ્મણો આરણ્યકો અને ઉપનિષદો વિગેરે વાઙ્મય બુદ્ધસંપ્રદાયના ઉદય પહેલાં અસ્તિત્વમાં આવેલાં હોવાં જોઇએ, એમ માનીને તેઓ ચાલ્યા છે. તેમણે એવી અટકળ બાંધી છે કે આ બધું વાઙ્મય બુદ્ધપૂર્વકાલીન એટલે ઇ. સ. પૂર્વે ૫૦૦ વર્ષ પહેલાં ઉદયમાં આવેલું હોવું જોઇએ. તેમના મત પ્રમાણે વેદાંગ વાઙ્મય અથવા સૂત્રવાઙ્મય બહુ તો બુદ્ધવાઙ્મયનું સમકાલીન હોઇ શકે. તેઓ સૂત્રવાઙ્મયના ઉદયનો કાળ આશરે ઇ. સ. પૂર્વે ૬૦૦ થી ૨૦૦ સુધીનો હોવો જોઇએ એમ માને છે. આ સૂત્રવાઙ્મય બ્રાહ્મણ, આરણ્યક, ઉપનિષદ્ વિગેરે વાઙ્મયનું ગ્રહણ કરીનેજ ચાલે છે, અને આ ગદ્ય વાઙ્મયોને પ્રમાણ તરીકે પ્રસિદ્ધ થવાને નિદાન ૨૦૦ વર્ષ તો જવાં જ જોઇએ, તેથી આ ગદ્ય વાઙ્મયનો ઉદય ઇ. સ. પૂર્વે ૬૦૦ થી ૮૦૦ વર્ષ સુધીના કાળમાં થવો જોઇએ એમ તેઓ માને છે.

આ બ્રાહ્મણ વાઙ્મય સંહિતા વાઙ્મયનું ગ્રહણ કરીને

ચાલે છે, માટે સૂકતો સંહિતાના સ્વરૂપમાં ગોઠવાયાં તે કાળ ઈ. સ. પૂર્વે ૮૦૦ થી ૧૦૦૦ વર્ષનો હોવો જોઇએ. પરંતુ સૂકતો સંહિતાના સ્વરૂપમાં ગોઠવાયાં તે પહેલાં તેમનો પવિત્ર અને ધાર્મિક વાઙ્મય તરીકે સ્વીકાર થવાને નિદાન ૨૦૦ વર્ષ થવાં જોઇએ. તેથી ઈ. સ. પૂર્વે ૧૨૦૦ થી ૧૦૦૦ વર્ષ એ સૂકતોનો ઉદયકાળ હોવો જોઇએ. આ પ્રૉ. મૅક્સમૂલરના અનુમાનનું તાત્પર્ય એ છે, કે એમના મત પ્રમાણે ઋગ્વેદ સંહિતા નિદાન ઈ. સ. પૂર્વે ૧૨૦૦ માં પૂરી થયેલી હોવી જોઇએ, ત્યાર પછી નહીં.

બીજી પ્રામાણિક માહિતીના અભાવે પ્રૉ મૅક્સમૂલરનો આ મત ઘણા વખત સુધી માન્ય રહ્યો. પણ પછી વિદ્વાનોને તેમાં ઘણા દોષો જણાયા, અને યજ્ઞોનો સમય નક્કી કરવા માટે વૈદિક વાઙ્મયમાં જે જ્યોતિષશાસ્ત્ર વિષયક માહિતી આપી છે, તેનો ઉપયોગ વૈદિક વાઙ્મયનો સમય નક્કી કરવાના કામમા કરવાના પ્રયત્નો શરૂ થયા. જર્મનીમા હરમાન્ યાકોબી અને પૂનામા લોકમાન્ય બાળગંગાધર તિલક એ બે જણાએ એકી વખતે સ્વતંત્ર રીતે આવો પ્રયત્ન શરૂ કર્યો

આ બે વિદ્વાનોએ જુદી જુદી પદ્ધતિથી એવો મત સ્થાપન કર્યો કે બ્રાહ્મણ કાળમાં નક્ષત્રમાળામાં પહેલું નક્ષત્ર કૃત્તિકા હતું, અને કૃત્તિકા નક્ષત્ર ( કાર્તિક માસ ) અને મેષ સંપાત ( વસંતારંભ ) એકી વખતે આવતા હતા. વળી વેદ ગ્રંથમાં જે આધાર મળી આવે છે તે ઉપરથી તે વખતે મેષ

સંપાત મૃગશીર્ષ નક્ષત્રમાં ( માર્ગશીર્ષ માસમા ) આવતો હતો. અયનચલન ઠરાવવાના ગણિત ઉપરથી એમ જણાય છે કે ઈ. સ. પૂર્વે ૨૫૦૦ ના સુમારમા મેષસંપાત કૃત્તિકામાં હતો, અને ઈ. સ. પૂર્વે ૪૫૦૦ ના સુમારમા તે મૃગશીર્ષમાં હતો.

આ ઉપરથી યાકોબી એવા નિર્ણય ઉપર આવે છે કે જે આર્ય સંસ્કૃતિના કાળમા ઋગ્વેદની ઋચાઓ થઈ, તે કાળનો આરભ ઈ. સ. પૂર્વે ૪૫૦૦ પહેલા હતો.

લોકમાન્ય તિલકે આથી પણ આગળ વધીને વેદનો પ્રાચીન કાળ ઈ સ. પૂર્વે ૬૦૦૦ વર્ષ પહેલાં હતો એમ માન્યું છે. તેમણે તૈત્તિરીય સંહિતાના એક મંત્ર ઉપરથી એવો નિર્ણય કર્યો છે, કે જેવી રીતે ફાલ્ગુની પૂર્ણિમાએ દક્ષિણાયન થાય તો વસંતસંપાત મૃગશીર્ષમાં આવે છે, તેવીજ રીતે ચૈત્રીપૂર્ણિમાએ જો દક્ષિણાયન થાય તો વસંતસંપાત પુનર્વસુમાં આવે. આ કાળ ઘણો પ્રાચીન આવે છે. વેદમાં એવું વર્ણન છે કે અદિતિ યજ્ઞ એટલે સંવત્સરની આરંભક થઈ. અદિતિ પુનર્વસુ નક્ષત્રની અધિષ્ઠાત્રી દેવતા છે. તે ઉપરથી વેદ કાળમાં પુનર્વસુમાં વસંતસંપાત હતો, અને તે વખતે વર્ષારંભ મનાતો એમ તેમણે નિર્ણીત કર્યું છે.

લોકમાન્ય તિલકના મત પ્રમાણે ઉપર જણાવેલા ત્રણ પ્રાચીનપંચાંગકાળ આવે છે. તેમાંનો પહેલો એટલે **અદિતિકાળ** અથવા મૃગશીર્ષપૂર્વકાલની મર્યાદા ઇ. સ. પૂર્વે ૬૦૦૦, થી ૪૦૦૦ સુધીની છે. આ કાળમાં ઋચાઓની રચના થવા

માંડી પણ તે સંપૂર્ણ રચાઇ રહી ન હતી. આ કાળનું સ્મારક ફક્ત ભારતીય લોકોમા જ મળી આવે છે.

બીજો **મૃગશીર્ષકાળ** છે. આની મર્યાદા ઇ. સ. પૂર્વે ૪૦૦૦ થી ૨૫૦૦ સુધીની છે. આ કાળમાં ઋગ્વેદનાં ઘણાં સૂક્તો તૈયાર થયાં તથા બીજી કેટલીક બાબતો રચાઇ. આ કાળના ઉત્તર ભાગમાં આર્યશાખાઓ વિભક્ત થઇ.

ત્રીજો **કૃત્તિકાકાળ** છે. આની મર્યાદા ઇ. સ. પૂર્વે ૨૫૦૦ થી ૧૪૦૦ સુધીની છે આને બુદ્ધકાળ કહે છે સૂત્રો અને ષડ્દર્શનો આ કાળમા થયા.

ઉપર આપેલો કાળ સ્થૂળ માનથી બરાબર છે અને સર્વથી જુનો જે અદિતિકાળ છે તે આર્યસંસ્કૃતિના આરંભનો કાળ ન હતો આર્યસંસ્કૃતિ તો તેના પહેલાં કેટલાંએ વર્ષથી શરૂ થઇ હતી એમ તે સમયના પંચાંગની આવશ્યકતા ઉપરથી સમજાય છે.

ઉપર પ્રમાણે વેદકાળ ઇ. સ. પૂર્વે ૪૦૦૦ વર્ષના સુમારે નક્કી કરવામા આવે, તો વેદસંબંધી બધી બાબતોનો સમાધાનકારક ખુલાસો થઇ શકે, એમ તેમનું માનવું છે.

વ્યંકટેશ બાપુજી કેતકર એમણે તૈત્તિરીય બ્રાહ્મણના એક [1]વાક્ય ઉપરથી વેદનો કાળ નિદાન આજથી ૬૦૦૦ વર્ષ પૂર્વે હોવો જોઇએ એમ ઠરાવી, લોકમાન્ય તિલકે કરેલા સિદ્ધાન્તને બીજા પ્રમાણથી સિદ્ધ કરી અનુમોદન આપ્યું છે.

---

१. बृहस्पति प्रथम जायमान', तिष्य नक्षत्रमभिसंबभूव ।

શતપથ બ્રાહ્મણમાં એક [1]જગ્યાએ એવો ઉલ્લેખ છે, કે સત્તાવીસ નક્ષત્રોમાંથી ફક્ત કૃત્તિકા નક્ષત્ર પૂર્વબિંદુ ઉપર ઉગે છે. તે ઉપરથી જ્યારે શતપથ બ્રાહ્મણ રચાયું હશે, ત્યારે સંપાત બિંદુ કૃત્તિકાનક્ષત્રમાં હોવું જોઇએ, એમ જણાય છે. તેથી શતપથ બ્રાહ્મણનો કાળ ઇ. સ. પૂર્વે ૩૦૦૦ વર્ષને સુમારે આવે છે. આવો મત રા દીક્ષિત પોતાના ભારતીય જ્યોતિષશાસ્ત્ર નામના ગ્રંથમા જણાવે છે.

શતપથ બ્રાહ્મણમાં કુરૂ, પાંચાલ, પરીક્ષિત્ જનમેજય. અર્જુન, ભીમસેન વિગેરે શબ્દો આવે છે, અને તે ઉપરથી કેટલાક વિદ્વાનો એવું માને છે, કે શતપથબ્રાહ્મણ રચાયું તે વખતે મહાભારતનું યુદ્ધ થયું હતું. શતપથ બ્રાહ્મણનો કાળ આપણે ઉપર જણાવ્યું તેમ ઈ. સ. પૂર્વે સુમારે ૩૦૦૦ વર્ષ નીકળે છે. તે ઉપરથી તેઓ મહાભારતનું યુદ્ધ ઈ. સ. પૂર્વે ૩૦૦૦ ના અરસામાં થયું, એવો નિર્ણય કરે છે.

રોમેશચંદ્ર દત્ત પોતાના ‘ Civilization in Ancient India ’ એ નામના પુસ્તકમાં મગધદેશના ઇતિહાસને આધારે કુરૂપાંચાલ યુદ્ધ ઈ. સ. પૂર્વે તેરમા સૈકામાં થયું હોવું જોઇએ એમ માને છે.

ગ્રીક ઇતિહાસકારો હિરેકલસ ( એટલે હરિકૃષ્ણ, કૃષ્ણ )

---

१ शतपथ ( का. २. २. ) एता ह वै प्राच्यै दिशो न च्यवन्ते। सर्वाणि ह वाऽन्यानि नक्षत्राणि प्राच्यै दिशश्च्यवन्ते ।

અને સન્દ્રકટોસ ( ચંદ્રગુપ્ત ) એ બેની વચ્ચે ૧૩૭ પેઢીઓ થઈ ગઈ છે એમ જણાવે છે. આ દરેક પેઢીને માટે ૨૦ વર્ષ લઇએ, તો ચંદ્રગુપ્ત પહેલાં ૨૭૪૦ વર્ષ ઉપર કૃષ્ણ થયા હોવા જોઇએ, એવું અનુમાન થઈ શકે છે. ચંદ્રગુપ્ત ઈ. સ. પૂર્વે ૩૧૨ માં થઈ ગયો છે, તેથી કૃષ્ણ ઈ. સ. પૂર્વે ૩૦૫૨ માં થયા હોવા જોઇએ, અને તે અરસામાં મહાભારતનું યુદ્ધ થયું હોવું જોઇએ, એમ પણ કેટલાક વિદ્વાનો માને છે.

### ૩. રામાયણ તથા વિષ્ણુપુરાણમાં આપેલા રાજાઓના વંશો ઉપરથી તથા મહાભારતમાં આપેલી ગ્રહસ્થિતિ ઉપરથી જુદા જુદા સમયોનો નિર્ણય

આ બધા મતો ઉપરથી આપણે જોઈ શકીયે છીયે કે કોઇ પણ વિદ્વાને આપણી પ્રાચીન સંસ્કૃતિનું સવિસ્તર વર્ણન કરનારા રામાયણ અથવા વિષ્ણુપુરાણ જેવા આર્યગ્રંથોનો ઉપયોગ વિશેષ કર્યો નથી. આ ગ્રંથોમાં જુદા જુદા વંશોના રાજાઓની વંશાવળીઓ આપી છે [1]રામાયણમા મનુથી આરંભી રામચંદ્ર સુધીના રાજાઓનાં અનુક્રમે નામો ગણાવવામા આવ્યાં છે, અને જનકરાજાના વંશનું પણ વર્ણન કરવામા આવ્યું છે. વિષ્ણુપુરાણમા આ બે વંશો ઉપરાંત ઘણા વંશોનું વર્ણન કરવામાં આવ્યું છે. રામાયણમા અને વિષ્ણુપુરાણમા વર્ણવેલો જનકરાજાનો વંશ મળતો આવે છે. પણ રામચંદ્રના વંશમાં રાજાઓની સંખ્યા વધારે આપી છે. આનું કારણ એવુ

---

[1] एष वक्ष्यति धर्मात्मा वसिष्ठो ये यथाक्रमम् ॥
रामायण बा० ७० १८

જણાય છે, કે એક રાજાના બે ત્રણ છોકરાઓના વંશજોને પણ વંશક્રમમાં લેખકના પ્રમાદથી ગણાયા હોવા જોઇએ. તેથી આપણે રામાયણમાં આપેલા રામચંદ્રના વંશને તથા વિષ્ણુપુરાણમાં આપેલા બીજા રાજાઓના વંશોને પ્રમાણ ગણી, તે ઉપરથી વેદકાળ, રામાયણકાળ, શતપથકાળ તથા મહાભારત કાળનો નિર્ણય કરવા પ્રયત્ન કરીએ, જેથી આપણો આગળનો ગ્રંથ સમજવાનું કામ સુલભ થાય.

ઐતિહાસિક પ્રમાણોથી આપણને મગધદેશના મૌર્યવંશના રાજા ચંદ્રગુપ્તનો સમય ચોક્કસ મળી આવે છે. ઇ. સ. પૂર્વે ૩૨૨ માં ચંદ્રગુપ્ત ભારતવર્ષનો ચક્રવર્તી રાજા થયો હતો. રાજનીતિશાસ્ત્રના આચાર્ય ચાણક્યની સહાયથી નન્દકુલના રાજાઓનો પરાજય કરી તે મગધદેશની ગાદી ઉપર આવ્યો હતો. આ [1]નન્દકુલના રાજાઓએ મગધદેશની ગાદી ઉપર ૧૦૦ વર્ષ રાજ્ય કર્યું છે. નન્દકુલના પહેલાં શિશુનાગના વંશના ૧૦ રાજાઓએ ૩૬૨ વર્ષ રાજ્ય કર્યું છે, અને તેમના પહેલાં પાંચ પ્રદ્યોત રાજાઓ થઇ ગયા છે, જેમણે ૧૩૮ વર્ષ રાજ્ય કર્યું છે. પ્રદ્યોત રાજાઓના પહેલાં જરાસંધના પુત્ર સહદેવના વંશના ૨૩ રાજાઓએ ૧૦૦૦ વર્ષ સુધી રાજ્ય કર્યું છે. તેથી ૩૧૨ + ૧૦૦ + ૩૬૨ + ૧૩૮ + ૧૦૦૦ = ૧૯૧૨ એટલે ઈ. સ. પૂર્વે ૧૯૧૨ માં સહદેવ મગધદેશની ગાદી ઉપર આવ્યો હોવો જોઇએ એમ માની શકાય છે.

અહીંઆં આપણે મહાભારતમાંથી મળી આવતી ગ્રહોની સ્થિતિ સંબંધી થોડો વિચાર કરી આગળનો નિર્ણય કરીએ.

---

૧. विष्णुपुराण. अंश ४–२४

મહાભારતમાં ઉદ્યોગપર્વના ૧૪૩ મા અધ્યાયમાં કાર્તિક સુદિ ૧૩ ને રેવતીનક્ષત્રને દિવસે, પાંડવો તરફથી દૂત તરીકે ધૃતરાષ્ટ્રની સાથે સંધિ કરવાને ગયેલા કૃષ્ણને, હસ્તિનાપુરથી પાછા ફરતી વખતે, કર્ણે તે સમયના ગ્રહોની સ્થિતિ નીચે પ્રમાણે જણાવી છે.—

'[1]તીક્ષ્ણ અને મોટો તેજસ્વી ગ્રહ શનિ પ્રાજાપત્ય એટલે ઉત્તરાભાદ્રપદા નક્ષત્રને પીડીને પ્રાણીઓને ઘણો ત્રાસ

---

१. प्राजापत्य हि नक्षत्रं ग्रहस्तीक्ष्णोमहाद्युति ।
शनैश्चर पीडयति पीडयन प्राणिनोऽधिकम् ॥
अत्रनीलकण्ठ –प्रजाना पतिर्दुर्योधनस्तदीय
नामनक्षत्रमुत्तराभाद्रपदा प्राजापत्यं नक्षत्रम् ।
कृत्वा चाङ्गारको वक्रं ज्येष्ठाया मधुसूदन ।
अनुराधां प्रार्थयते मैत्र संगमयन्निव ॥
विशपेण हि वार्ष्णेय चित्रा पीडयते ग्रहः ।
सोमस्य लक्ष्म व्यावृत्तं राहुरकमुपैति च ॥
उद्योगपर्व. अ. १४३

આ ઉપરથી ગ્રહોની સ્થિતિ નીચે પ્રમાણે આવે છે.



આપે છે. ( પૂર્વાભાદ્રપદાનું ચોથું ચરણ, ઉત્તરા ભાદ્રપદા, અને રેવતી એ ત્રણ નક્ષત્રોની મીન રાશિ થાય છે. ) જાણે રાજાના મિત્રોનો નાશ કરવાજ જતો હોય તેમ મંગળ જ્યેષ્ઠા નક્ષત્રમાંથી વક્ર થઈને અનુરાધા નક્ષત્ર તરફ જાય છે. ( વિશાખાનું ચોથું ચરણ, અનુરાધા અને જ્યેષ્ઠા એ ત્રણ નક્ષત્રોની વૃશ્ચિક રાશિ થાય છે. ) ધૂમકેતુ ચિત્રાનક્ષત્રને પીડે છે, ચંદ્ર ક્ષીણ થઈગયો છે, અને રાહુ રવિ સમીપ જાય છે.'

ત્યાર પછી ભીષ્મપર્વના ૩ જા અધ્યાયમાં તે સમયના ગ્રહોની સ્થિતિનું નીચે પ્રમાણે વર્ણન આપવામાં આવ્યું છેઃ—

'[1]ભૂમિ વારંવાર તપી જાય છે. અને રાહુ સૂર્યની સમીપ જાય છે. એક ધૂમકેતુ ચિત્રા ઉપર એટલે તુલારાશિમાં છે, અને બીજો ધૂમકેતુ પુષ્ય ઉપર એટલે કર્કરાશિમાં છે. મઘા ઉપર એટલે સિંહ રાશિમાં વક્ર મંગળ છે, અને શ્રવણ

---

१. अभीक्ष्णं वर्तते भूमिरर्कं राहुरुपैति च ।
श्वेतोग्रहस्तथा चित्रां समतिक्रम्य तिष्ठति ।
धूमकेतुर्महाघोरः पुष्यं चाक्रम्य तिष्ठति ॥
मघास्वङ्गारको वक्रः श्रवणे च बृहस्पतिः ।
भगं नक्षत्रमाक्रम्य सूर्यपुत्रेण पीड्यते ॥
शुक्रः प्रोष्ठपदे पूर्वे समारुह्य विरोचते ।
रोहिणीं पीडयत्येवमुभौ च शशिभास्करौ ॥
चित्रास्वात्यन्तरे चैव धिष्ठितः परुषो ग्रहः ।
वक्रानुवक्रं कृत्वा च श्रवणं पावकप्रभः ।
ब्रह्मराशिं समावृत्य लोहिताङ्गो व्यवस्थितः ॥
भीष्मपर्व. अ. ३

ઉપર એટલે મકર રાશિમાં ગુરૂ છે. શનિ ઉત્તરાફાલ્ગુનીને એટલે કન્યા રાશિને પીડે છે. શુક્ર પૂર્વાભાદ્રપદા ઉપર એટલે કુંભરાશિમાં છે. ચિત્રા અને સ્વાતિની વચમા એટલે તુલારાશિમાં રહિને પરૂષગ્રહ રાહુ સૂર્યચંદ્રને પીડે છે, તથા રોહિણી નક્ષત્રને એટલે વૃષભ રાશિને પણ પીડે છે. બૃહસ્પતિ જે શ્રવણ નક્ષત્ર ઉપર છે, તે શ્રવણનક્ષત્રને વક્રગતિથી મંગળ પીડા કરી રહ્યો છે.'

કાર્તિક[1] સુદિ ૧૩ ને રેવતી નક્ષત્રમાં કૃષ્ણે સંધિ કરવા

આ ઉપરથી ગ્રહોની સ્થિતિ નીચે પ્રમાણે આવે છે.




[1] कौमुदे मासि रेवत्यां शरदन्ते हिमागमे। उद्योः
आम्नायपथ्वराक्षस्तान्पार्थिवाम्नष्टचेतस ।
प्रयाश्य ये कुरुक्षेत्रं पुण्योऽयंतिपुनः पुनः॥ उद्योग.
ततस्ते पृथिवीपालाः प्रययु. सहसैनिका ।
भीष्मं सेनापतिं कृत्वा संहृष्टाः कालचोदिताः ॥य
यदत्र युक्तं प्राप्तं च तद्विधत्स्व विशांपते। १५०
चत्वारिंशदहान्यद्य द्वे च मे निःसृतस्य वै।
पुष्येण संप्रयातोऽस्मि श्रवणे पुनरागतः ॥ गदा

માટે હસ્તિનાપુર પ્રયાણ કર્યું, અને કાર્તિક વદિ ૬ ને દિવસે પુષ્યનક્ષત્ર હોવાથી જ્યારે દુર્યોધને પોતાના લશ્કરને કુરૂક્ષેત્ર તરફ કુચ કરવા હુકમ કર્યો, ત્યારે કૃષ્ણે સંધિની આશા છોડી અને પાછા વિરાટનગરમાં આવી પાંડવોને કહ્યું, કે હવે યુદ્ધ શિવાય બીજી ગતિ નથી. તેથી પાંડવો પણ કુરૂક્ષેત્રમાં ગયા અને માર્ગશીર્ષ વદિ ૧ ને દિવસે મૃગશીર્ષનક્ષત્રમાં યુદ્ધનો આરંભ થયો, અને ૧૮ દિવસ પછી એટલે પોષ સુદિ ૪ ને શ્રવણ ઉપર યુદ્ધની સમાપ્તિ થઈ. બળરામ જેઓ કાર્તિકવદિ ૬ ને પુષ્પ નક્ષત્ર ને દિવસે તીર્થ યાત્રા કરવા ગયા હતા, તેઓ ૪૨ દિવસ પછી યુદ્ધ સમાપ્તિને દિવસે, એટલે પોષ સુદિ ૪ ને શ્રવણનક્ષત્રને દિવસે પાછા આવ્યા, અને માઘ વદિ ૧૦ ને દિવસે ઉત્તરાયન થતાં ભીષ્મનો અંતકાળ થયો.

વળી [1]શલ્યપર્વ અ ૧૧ મા જણાવ્યુ છે, કે શલ્યનો વધ થયો તે દિવસે, એટલે મહાભારતના યુદ્ધના છેલ્લા દિવસ પોષ સુદિ ૪ ને દિવસે, સર્વ પૃથ્વીના ગજા યુધિષ્ઠિરના જન્મ-નક્ષત્ર જ્યેષ્ઠા આગળ શુક્ર મગળ અને બુધ હતા

આ ઉપરથી સિદ્ધાન્ત શિરોમણિ પ્રમાણે ગણિત કરતા ઇ. સ. પૂર્વે ૧૮૯૩ ના એટલે શાક પૂર્વે ૧૯૭૧ ના કાર્તિક સુદિ ૧૫ તથા કાર્તિક વદિ અમાવાસ્યાના ગ્રહ કઇક આવી પરિસ્થિતિને મળતા આવે છે, એમ જણાયાથી તે અત્રે આપવામા આવ્યા છે

શાક પૂર્વે ૧૯૭૧ ના કાર્તિક સુદિ ૧૫ આશરે ઘ ૭ ચંદ્રગ્રહણ ભરણી નક્ષત્ર

આ વર્ષમા કાર્તિક સુદિ ૧૫ થી કાર્તિક વદિ ૩૦ સુધીનું પખવાડીયું ૧૪ દિવસનું આવે છે આજ પખવાડીયું ૧૩ દિવ-



સ્પષ્ટ ગ્રહ

| र | चं | रा |
|---|---|---|
| ६ | ० | ६ |
| २१ | १९ | २९ |
| ३ | ३९ | ५३ |
| २८ | ४८ | १५ |

---

१. भृगुसूनुधरापुत्रौ शशिजेन समन्वितौ
चरम पाण्डुपुत्राणां पुरस्तात् सर्वभूभुजाम ॥
शल्य. अ, ११-१६

અનું હતું એમ [1]મહાભારતમા જણાવ્યું છે. પણ જ્યોતિષશાસ્ત્ર પ્રમાણેં વદિમાં ૧૩ દિવસનું પખવાડીયું આવી શકતુંજ નથી એમ શ. દીક્ષિતે પોતાના ભારતીય જ્યોતિષશાસ્ત્રમાં સાબીત કર્યું છે. તેથી ૧૪ દિવસનું પખવાડીયું તે વખતે હોવું જોઇએ એમ આપણને લાગે છે.

शाकवर्षे ૧૮૯૩ ના કાર્તિક વદિ અમાવાસ્યા આશરે ઘ. ૧૦ વિશાખા આશરે ઘ. ૧-૪૫ પછી અનુરાધા; સૂર્યગ્રહણ.




સ્પષ્ટ ગ્રહ.

| र. | चं. | मं. | बु. | गु. | शु. | श. | रा |
|---|---|---|---|---|---|---|---|
| ૭ | ૭ | ૭ | ૬ | ૧૦ | ૬ | ૧૧ | ૬ |
| ૫ | ૨ | ૧ | ૨૪ | ૮ | ૨૯ | ૧૮ | ૨૯ |
| ૧૦ | ૫૩ | ૩૨ | ૧૧ | ૪૪ | ૩૮ | ૨૧ | ૮ |
| ૧૧ | ૫૫ | ૫૬ | ૫૬ | ૩૪ | ૩૬ | ૯ | ૩૩ |
| | | | वक्र | | | वक्र | |

૧ જુઓ ભારતીય જ્યોતિષ શાસ્ત્ર પૃ. ૧૧૫

આ વખતે કાર્તિક સુદિ પૂનમે તથા કાર્તિક વદિ અમા વાસ્યાએ એમ બે ગ્રહણ થાય છે કાર્તિક વદિ ૯ ને દિવસે દુર્યોધને પુષ્ય નક્ષત્રમા સૈન્યને મોકલ્યુ તે દિવસના ગ્રહો જે ઉદ્યોગપર્વમા આપ્યા છે, તેની સાથે શનિ મગળ રાહુ અને સૂર્ય મળે છે માત્ર મગળ વક્ર નથી આવતો વળી શલ્ય પર્વમા જણાવ્યા પ્રમાણે યુદ્ધને અરાઢમે દિવસે એટલે પોષ સુદિ ૪ ઉપર યુધિષ્ઠિરના જન્મનક્ષત્ર જ્યેષ્ઠા આગળ શુક્ર મગળ અને બુધ આવે છે પૌષ સુદિ પડવાને દિવસે એ ત્રણ ગ્રહો નીચે પ્રમાણે આવે છે

ઈ સ પૂર્વે ૧૮૯૩ ના પૌષ સુદિ ૧, મૂળ નક્ષત્ર—

ગ્રહસ્થિતિ




પ્રતિપદના સ્પષ્ટ ગ્રહ

| र | च | म | बु | गु | शु | श | रा |
|---|---|---|---|---|---|---|---|
| ૮ | ૮ | ૭ | ૭ | | ૮ | | |
| ૨ | ૮ | ૧૦ | ૨ | | ૨૨ | | |
| ૨૯ | ૫૫ | ૧૨ | ૫૧ | | ૧૫ | | |
| | ૪૧ | ૮ | ૫૩ | | ૫૬ | | |

આ

शाकपूर्वे ૧૯૭૧ મા આટલે સુધી આપણે ગ્રહસ્થિતિ મેળવી શકીએ છીએ. ભીષ્મ પર્વના ત્રીજા અધ્યાયમાં યુદ્ધ વખતની જે ગ્રહસ્થિતિ છે તે આપણને વાસ્તવિક લાગતી નથી, કારણ કે ઉદ્યોગપર્વમાં કાર્તિક વદિ ૬ ને દિવસે મંગળ જ્યેષ્ઠા આગળ હતો એમ જણાવ્યું છે, અને ત્યાર પછી ભીષ્મપર્વમાં યુદ્ધ શરૂ થયું તે વખતે-એટલે ૨૪ દિવસ પછી માર્ગશીર્ષ સુદિ પૂનમને દિવસે-મંગળ મઘાનક્ષત્રમાં એટલે સિંહરાશિમાં હતો એમ જણાવ્યું છે, જે કોઇ પણ પ્રકારે જ્યોતિષશાસ્ત્રને ધોરણે સંભવતુંજ નથી. તેથી ભીષ્મપર્વની ગ્રહની સ્થિતિ મહાભારત જેવા મોટા ધાર્મિક ગ્રંથમાં ભ્રમ ઉત્પન્ન કરવા માટેજ બૌદ્ધકાળમાં તેમાં દાખલ કરવામાં આવી હશે, એવા અનુમાન ઉપર આપણે આવીએ છીએ. એટલે જ્યોતિષશાસ્ત્રને આધારે આપણે शाकपूर्वे ૧૯૭૧ માં અર્થાત ઇ. સ. પૂર્વે ૧૮૯૩ માં મહાભારતનું યુદ્ધ થયેલું હોવું જોઇએ, એવા નિર્ણય ઉપર આવી શકીએ છીએ.

વળી ઈ. સ. પૂર્વે ૧૪૧૦ માં વેદાંગ જ્યોતિષ રચાયું છે, એવા નિર્ણય ઉપર રા. દીક્ષિત આવેલા છે. આ વેદાંગ જ્યોતિષમાં જણાવ્યું છે, કે [1]જ્યારે સૂર્ય અને ચંદ્ર ધનિષ્ઠા નક્ષત્રના આરંભમાં હોય છે ત્યારે ઉત્તરાયણ થાય છે. ભારતીય યુદ્ધનો કાળ આપણે ઈ. સ. પૂ. ૧૮૯૩ નો માન્યો છે, તેથી વેદાંગ જ્યોતિષ રચાયું તે પહેલાં ૪૮૩ વર્ષ ઉપર આ યુદ્ધ થયું હોવું જોઇએ. હવે ગ્રહલાઘવ પ્રમાણે સંપાત ગતિ દર

---

૧ प्रपद्येते श्रविष्ठादौ सूर्याचन्द्रमसावुदक् । वे. ज्यो.

વર્ષે ૧ કલા માનીએ તો ૪૮૩ વર્ષમાં સંપાત ૮ અંશ અને ૩ કલા આગળ પશ્ચિમ તરફ આવે છે. એટલે ભારતીય યુદ્ધને સમયે ધનિષ્ઠા નક્ષત્રના ત્રીજા પાદ ઉપર એટલે કુંભરાશિના ૧ અંશ અને ૨૩ કલા ઉપર સૂર્ય આવતાં ઉત્તરાયણનો આરંભ થતો હોવો જોઇએ, એવા નિર્ણય ઉપર આપણે આવી શકીએ છીએ.

આપણે ઈ. સ. પૂ. ૧૮૯૩ ના માગશર [1]વદિ ૧ થી યુદ્ધનો આરંભ માનેલો છે. આ પખવાડીયાના ૧૪ દિવસ તથા પોષ સુદિ ૪ સુધિના ૪ દિવસ મળી યુદ્ધના ૧૮ દિવસ થાય છે. યુદ્ધના ૧૦ મે દિવસે એટલે માગશર વદિ ૧૦ સાથે ૧૧ ને દિવસે ભીષ્મપિતામહ પડયા છે. તે દિવસથી ગણતાં માઘ વદિ ૮ સુધિ ૫૮ [2]રાત્રીઓ પુરી થાય છે. અને માઘ વદિ ૧૦ સાથે ૧૧ ને દિવસે સૂર્યોદયથી ૩૦ ઘટી અને ૪ પળ પછી—એટલે સૂર્યાસ્ત[3] પછી લગભગ ૪ ઘડી વીત્યા બાદ

---

૧ યુદ્ધને ૧૪ મે દિવસે જયદ્રથ વધ પછી રાત્રીયુદ્ધ થયું છે, અને ત્યા પાછલી ગતે છેક પ્રભાતને સમયે ચંદ્રકલાના ઉદયનું તથા એક ક્ષણમા જ અસ્તનું વર્ણન આવતું હોવાથી યુદ્ધ-વદિમા જ થયું છે, એવા નિર્ણય ઉપર આપણે આવી શકીએ છીએ.

૨. अष्टपञ्चाशतं रात्र्यः शयानस्याद्य मे गताः । अनु. अ. १६७.

૩. विनिवृत्ते दिनकरे प्रवृत्ते चोत्तरायणे ॥ अनु. अ. १६८.

ઉત્તરાયણનો આરંભ થાય છે, જે વખતે ભીષ્મનું અવસાન થયેલું હોવું જોઈએ. ' माघोऽयं समनुप्राप्तो मासः सौम्यो युधिष्ठिर । त्रिभागशेषः पक्षोऽयं शुक्लो भवितुमर्हति ' ॥ अनु. अ. १६७ એ શ્લોકનો અર્થ ' હે યુધિષ્ઠિર, આ ચાન્દ્ર [1]માઘ માસ ચાલે છે, અને આ પક્ષનો ત્રીજો ભાગ બાકી રહેલો હોવાથી તે શુકલ પક્ષ તરીકે ગણાવાને યોગ્ય છે ' એવો થઈ શકે છે.

આ પ્રમાણે ઇ. સ. પૂ. ૧૯૯૩ ના વર્ષમાં, જ્યોતિઃ શાસ્ત્રની સાથે સંબંધ ધરાવતાં મહાભારતમાં મળીઆવતાં ઘણાં ખરાં વચનોનો સમન્વય થઇ શકતો હોવાથી, આપણે તે વર્ષને ભારતીય યુદ્ધનું વર્ષ માની આગળ ચાલીશું.

ઐતિહાસિક પુરાવા ઉપરથી પણ એજ વર્ષ આપણને મળી આવે છે. રાજસૂયયજ્ઞ કરતા પહેલાં શ્રીકૃષ્ણ, અર્જુન અને ભીમસેને મગધની રાજધાનીમાં જઈ જરાસંધનો વધ કરી તેના પુત્ર સહદેવને મગધની ગાદી ઉપર બેસાડયો, એવી હકીકત આપણને મહાભારતમાંથી મળી આવે છે. ત્યાર પછી

---

૧. ચાદ્ર માસની ગણત્રી બે પ્રકારે કરવામા આવે છે. કેટલેક સ્થળે અમાવાસ્યાન્ત માસ ગણવામા આવે છે. વેદાગજ્યોતિષ ઉપરથી જણાય છે કે તે કાળમા અમાવાસ્યાન્ત માસની ગણત્રી કરવામા આવતી હતી.

माघशुक्लप्रपन्नस्य पौषकृष्णसमापिना ।
युगस्य पञ्चवर्षस्य कालज्ञानं प्रचक्षते ॥ वे. ज्यो.

આ ત્રણ પાછા ઇન્દ્રપ્રસ્થ ગયા અને બધા પાંડવોએ દિગ્વિજયની તૈયારી કરી. ઉત્તરમાં અર્જુન, પૂર્વમાં ભીમસેન, દક્ષિણમાં સહદેવ અને પશ્ચિમમાં નકુલ, એમ ચારે ભાઇઓ જય કરીને પાછા આવ્યા. પછી યુધિષ્ઠિરે રાજસૂયયજ્ઞ કર્યો. પાંડવોનું આ ઐશ્વર્ય દુર્યોધનથી સહન થયું નહીં, અને તેણે પોતાની કપટ-જાળ પાથરી. યુધિષ્ઠિર તેમાં ફસાયા, અને દુર્યોધન સાથે દ્યૂત રમી તેમાં પોતાનું રાજપાટ ગુમાવી બેઠા. ત્યારપછી પાંડવોએ ૧૨ વર્ષનો વનવાસ ભોગવ્યો, અને ૧૩ મે વર્ષે તેમણે વિરાટ રાજાને ત્યાં ગુપ્ત નિવાસ કર્યો. ૧૩ વર્ષ પૂરાં થતા બરોબર તેઓ પ્રગટ થયા, અને કૌરવોને હરાવી વિરાટ રાજાની ગાયો પાછી લાવ્યા. વિરાટ રાજાએ અર્જુનના પુત્ર અભિમન્યુ સાથે પોતાની પુત્રી ઉત્તરાને પરણાવી, અને આ વિવાહોત્સવમાં ભાગ લેવા ઘણા દૂરના રાજાઓ આવ્યા. લગ્નની સમાપ્તિ થયા પછી બધા રાજાઓની સલાહથી પાંડવોએ જુદા જુદા રાજાઓ તરફ દૂતો મોકલી સૈન્ય એકઠું કરવા માંડયું, અને તમારો છેવટનો નિર્ણય મને જણાવજો એમ કહી કૃષ્ણ દ્વારકા ગયા. બધા રાજાઓને દૂતોદ્વારા આમંત્રણો મોકલાવી અર્જુન શ્રીકૃષ્ણને તેડવા દ્વારકાં ગયો. ત્યાં તેણે દુર્યોધનને આવી પહોંચેલો જોયો. દુર્યોધનને શ્રીકૃષ્ણે યાદવસૈન્ય આપ્યું, અને પોતે અર્જુનની સાથે તેનું સારથ્ય કરવા પાંડવોના સૈન્યમાં જોડાયા. પાડવોને સહાય કરવા મદ્રદેશનો રાજા મોટું સૈન્ય લઇને આવતો હતો, તેને પ્રપંચ કરીને દુર્યોધને પોતાના પક્ષમાં લઈ લીધો. આવી રીતે બેઉ પક્ષોના સૈન્યની જમાવટ થઈ ગયા પછી, સામસામા દૂતો મોકલવાની શરૂઆત થઈ; પણ જ્યારે તેનું કાંઈ પરિણામ

આવ્યું નહીં, ત્યારે કાર્તિક સુદિ ૧૩ ને રેવતી નક્ષત્રને દિવસે શ્રીકૃષ્ણને પાંડવોના દૂત તરીકે મોકલવામાં આવ્યા, અને જ્યારે તેઓ કોઇ પણ પ્રકારનું સમાધાન કરી ન શક્યા, ત્યારે છેવટે યુદ્ધ શિવાય બીજી ગતિ નહીં હોવાથી યુદ્ધનો આરંભ થયો. આ ઉપરથી આપણે એવું અનુમાન કરી શકીએ છીએ કે સહદેવનો રાજ્યાભિષેક થયા પછી ૧૯[1] વર્ષ વીત્યા બાદ યુદ્ધનો આરંભ થવો જોઇએ. એટલે સહદેવના રાજ્યારોહણના સમયમાંથી આપણે જો ૧૯ વર્ષ બાદ કરીએ તો યુદ્ધનો સમય આવી શકે. અર્થાત ઈ.સ. પૂ. ૧૯૧૨–૧૯=ઈ. સ. પૂર્વે ૧૮૯૩ ના અરસામાં મહાભારતનું યુદ્ધ થયું હોવું જોઇએ, એવા નિર્ણય ઉપર આપણે આવી શકીએ છીએ.

વળી [2]વિષ્ણુપુરાણના ચોથા અંશના ચોવીસમા અધ્યા-

---

| | |
|---|---|
| ૧ દિગ્વિજયના. | ૩ વર્ષ. |
| રાજસૂયનું | ૧ વર્ષ. |
| દ્યૂતમા પ્રવૃત્તિ માટે | ૧ વર્ષ. |
| વનવાસ તથા ગુપ્ત નિવાસ. | ૧૩ વર્ષ. |
| ઉત્તરાનું લગ્ન સૈન્યની જમાવટ તથા દૂતપ્રેષણ. | ૧ વર્ષ. |
| | ૧૯ વર્ષ. |

૨ सप्तर्षीणां च यौ पूर्वौ दृश्येते उदितौ दिवि ।
तयोस्तु मध्यनक्षत्र दृश्यते यत्समं निशि ॥
तेन सप्तर्षयो युक्तास्तिष्ठन्त्यब्दशतं नृणाम ॥ ३३ ॥
ते तु पारीक्षिते काले मघास्वासन्द्विजोत्तम ॥
तदा प्रवृत्तश्च कलिर्द्वादशाब्दशतात्मकः ॥ ३४ ॥
विष्णुपुराण. अंश. ४-२४

યમા ભવિષ્યના રાજાઓનું વર્ણન કરી છેવટે જણાવ્યું છે, કે પરિક્ષિત રાજાના સમયમા સપ્તર્ષિઓનો મઘાનક્ષત્રની સાથે યોગ હતો. અને તે વખતે કલિયુગના ૧૨૦૦ વર્ષ વીતી ગયા હતા જો કે આ એક [1]યુગની ગણત્રી સાથે મહાભારતના

---

૧ વેદકાળમા પાચ વર્ષનો યુગ ગણાતો હતો, એમ આપણે વેદાગ જ્યોતિષ ઉપરથી સમજી શકીએ છીએ તે વખતે ચાદ્રમાસ પ્રચલિત હોવો જોઇએ એમ આપણે નીચેના મંત્ર ઉપરથી તથા પૌર્ણમાસી અને અમાવાસ્યા ઉપર ઘણા યજ્ઞો કરવાના કહેલા હોવાથી જાણી શકીએ છીએ

वेदमासो धृतव्रता द्वादश प्रजावतः । वेदा य उपजायते ॥
ऋग्वेद मं. १-६-२८

જે વરૂણ પ્રજાવાળા બાર માસ જાણે છે, અને જે તેમો અધિક માસ ઉત્પન્ન થાય છે તેનુ પણ જ્ઞાન ધરાવે છે

, વેદના કાળમા સામાન્ય રીતે સો વર્ષનુ જ આયુષ્ય હતુ, એમ નીચેના મત્ર ઉપરથી આપણને સમજાય છે.

अर्वद्भिरग्ने अर्वतो नृभिर्नृन्वीरैर्वीरान्वनुयामात्वाताः ।
ईशानासः पितृवित्तस्यरायो विसूरय शतहिमानो अश्यु ॥
ऋ म १-१२-७३

હે અગ્નિ તારા રક્ષણ નીચે રહી અમારા ઘોડાઓ વડે શત્રુઓના ઘોડાઓને, અમારા માણસો વડે શત્રુઓના માણસોને અને અમારા પુત્રો વડે શત્રુઓના પુત્રોને મારી શકીએ, અમારા વડિલોની મિલકતના માલીક થઇએ, અને અમારા વિદ્વાન પુત્રો સો વર્ષનુ આયુષ્ય ભોગવે, તેમ તુ કર.

યુદ્ધનો મેળ બેસાડવાનો પ્રયત્ન છે એમ સ્પષ્ટ જણાઇ આવે છે, તો પણ મહાભારતના યુદ્ધના સમયનો નિર્ણય કરવામાં તે ઉપયોગી થઇ પડે તેમ લાગવાથી અત્રે તેનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. હવે આપણે ઈ. ન. પૂર્વે ૧૮૯૩ ની સાલને મહાભારતના યુદ્ધનો સમય માની તેમા ૧૨૦૦ વર્ષ ઉમેરીએ તો ઈ. સ. પૂર્વે ૩૦૯૩ ની સાલ આવે છે, અને તેમાં ચાલુ ઇ. સ. ના ૧૯૨૭ વર્ષ ઉમેરીયે તો ૫૦૨૦ વર્ષથી કળિયુગનો આરંભ આવે છે. ચાલુ પંચાંગની ગણત્રી પ્રમાણે કલિયુગના ૫૦૨૮ વર્ષ ગયા છે, અને તેની સાથે ઉપરનો સમય લગભગ મળતો આવે છે. તેથી આપણે મહાભારતનું યુદ્ધ ઇ. સ. પૂર્વે ૧૮૯૩ ના અરસામાં થયું હોવું જોઇએ, એવા નિર્ણય ઉપર બધાં પ્રમાણોથી આવી શકીએ છીએ.

હવે આપણે યાજ્ઞવલ્કયના સમયનો અથવા સ્મૃતિકાળનો નિર્ણય કરીશું. શ્રી રામચંદ્રના પુત્ર [1]કુશના વંશમાં રામચંદ્રથી ૨૦ મી પેઢીએ હિરણ્યનાભ નામનો રાજા થઇ ગયો છે. આ હિરણ્યનાભ જૈમિનિનો શિષ્ય હતો, અને તે મહાયોગીશ્વર હતો. તેની પાસેથી યાજ્ઞવલ્કયે યોગનું જ્ઞાન સંપાદન કર્યું હતું. હિરણ્યનાભથી ૧૨ મી પેઢીએ બૃહદ્બલ નામનો રાજા થઇ ગયો છે. મહાભારતના યુદ્ધમાં આ બૃહદ્બલને અર્જુનના પુત્ર અભિમન્યુએ માર્યો હતો. સેથી જો આપણે હિરણ્યનાભ અને બૃહદ્બલ વચ્ચેનું અંતર કાઢીએ તો મહાભારતના યુદ્ધ પહેલાં

---

१ विष्णुपुराण अंश ४-८.

તેટલાં વર્ષ ઉપર યાજ્ઞવલ્કય થઇ ગયા હોવા જોઇએ એવો નિર્ણય આપણે કરી શકીએ.

જરાસંધના પુત્ર સહદેવના વંશના ૨૩ રાજાઓએ મગધની ગાદી ઉપર ૧૦૦૦ વર્ષ રાજ્ય કર્યું, એ વાત આપણે આગળ જણાવી ગયા છીએ. તો તે ઉપરથી દરેક પેઢીને માટે આપણે ૪૦ વર્ષ નક્કી કરી શકીએ છીએ. આ ગણત્રી પ્રમાણે હિરણ્યનાભ અને બૃહદ્બલ વચ્ચે ૪૮૦ વર્ષનું અંતર આવે છે. તેથી મહાભારતના યુદ્ધની પહેલાં આશરે ૪૮૦ વર્ષ ઉપર એટલે ઇ. સ. પૂર્વે ૧૮૯૩+૪૮૦=ઇ. સ. પૂ. ૨૩૭૩ માં યાજ્ઞવલ્કય થયા હોવા જોઇએ, એવો આપણે નિર્ણય કરી શકીએ છીએ. આજ સમયમા પરાશર વ્યાસ વિગેરે સ્મૃતિકારો થયેલા હોવાથી સ્મૃતિઓનો પણ આજ સમય કલ્પી શકાય છે.

આ હિરણ્યનાભ રામચંદ્રથી ૨૦ મી પેઢીએ થયેલા હોવાથી, દરેક પેઢીનાં ૪૦ વર્ષ ગણતાં ૮૦૦ વર્ષ આવે, તે હિરણ્યનાભના તથા યાજ્ઞવલ્કયના સમયમા ઉમેરવાથી રામચંદ્રનો સમય નીકળી શકે છે. અર્થાત્ ઇ. સ. પૂર્વે ૨૩૭૩+૮૦૦=ઇ. સ. પૂર્વે ૩૧૭૩ માં શ્રી રામચંદ્ર થયા હોવા જોઇએ એવા નિર્ણય ઉપર આપણે આવી શકીએ છીએ.

મનુથી રામચંદ્ર ૩૬ મી પેઢીએ થયા છે, એમ રામાયણમાં [1]જણાવ્યું છે. એટલે મનુ અને રામચંદ્ર વચ્ચે ૩૫

---

૧ જુઓ પરિશિષ્ટ ૧.

પેઢીઓનું અંતર છે. દરેક પેઢીનાં ૪૦ વર્ષ ગણતાં બેઉ વચ્ચે ૧૪૦૦ વર્ષનું અંતર આવે છે. રામચંદ્રના સમયમાં એટલે ઈ. સ. પૂ. ૩૧૭૩ માં આપણે ૧૪૦૦ ઉમેરીએ તો ઇ. સ. પૂ. ૪૫૭૩ આવે છે, અને તે મનુ તથા સપ્તર્ષિઓનો સમય અથવા વેદકાળ કહી શકાય. અર્થાત્ ઇ. સ. પૂ. ૪૫૭૩+ ચાલુ સન ૧૯૨૭=૬૫૦૦ વર્ષ પહેલાં મનુ તથા સપ્તર્ષિઓ થઇ ગયા હોવા જોઇએ, એવા અનુમાન ઉપર આપણે આવી શકીએ છીએ.

આવી રીતે રામાયણ તથા વિષ્ણુપુરાણમાં આપેલી રાજાઓની વંશાવળીઓ ઉપરથી આપણે એકંદર આશરે નીચે પ્રમાણે કાળનો નિર્ણય સમજીને તે તે કાળના રાજ્યતંત્રનું અવલોકન કરીએ.

| | | ચાલુ સમયથી કેટલાં વર્ષ પૂર્વે |
|---|---|---|
| ૧. ચંદ્રગુપ્તનો સમય. ઇ. સ. પૂ. | ૩૧૨ | ૨૨૩૯ |
| ૨. મહાભારતના યુદ્ધનો સમય. ઈ. સ. પૂ. | ૧૮૯૩ | ૩૮૨૦ |
| ૩. યાજ્ઞવલ્ક્યનો અને ધર્મ સૂત્રકારોનો તથા સ્મૃતિઓનો સમય. ઇ. સ. પૂ. | ૨૩૭૩ | ૪૩૦૦ |
| ૪. રામાયણનો સમય ઇ. સ. પૂ. | ૩૧૭૩ | ૫૧૦૦ |
| ૫. વેદકાળ અથવા મનુ તથા સપ્તર્ષિઓનો સમય ઇ. સ. પૂ. | ૪૫૭૩ | ૬૫૦૦ |

આ પમાણે આપણે દર પેઢી માટે ઓછામાં ઓછાં વર્ષ ગણીને નિર્ણય ઉપર આવ્યા છીએ. દરેક કાળમાં કેટલાક સમ-

કાલીન રાજાઓ તથા ઋષિઓ આપણને મળી આવે છે, અને તે ઉપરથી તેમના વંશની કેટલા વર્ષની એક પેઢી ગણવી, તેનું આપણે અનુમાન કરી શકીએ છીએ. આમાં એક વાત આપણું વિશેષ ધ્યાન ખેંચે તેવી છે. મનુ અથવા ઇશ્વાકુના વંશજો કરતા જનક જેવા રાજર્ષિની તથા અત્રિ જેવા મહર્ષિની દરેક પેઢીના વર્ષ ૪૦ [1]કરતાં વિશેષ આવે છે. આ ઉપરથી નગરોમા રહી રાજવૈભવ ભોગવનાર રાજાઓ કરતા અરણ્યની સ્વચ્છ હવામાં રહી સાદું જીવન ગાળી પ્રજા વર્ગના કલ્યાણમાં તત્પર રહેનાર ઋષિઓ વધારે શારીરિક તથા માનસિક બળવાળા હોવાથી, પ્રાચીન કાળમાં તેઓ રાજસત્તાનો નિગ્રહ કરી શકતા હશે, એમ આપણે સમજી શકીએ છીએ. હવે આપણે જુદા જુદા સમયોમા રાજ્યતન્ત્ર કેવા પ્રકારનું ચાલતું હતુ, અને રાજ્યતન્ત્રમાં સમયે સમયે ફેરફાર થવાથી તેની અસર રાજા પ્રજાની સત્તા તથા રાજા પ્રજાના ધર્મો ઉપર કેવી થઇ તેનું અવલોકન કરીશું.

---

૧ જુઓ પરિશિષ્ટ ૧.

# પ્રકરણ ૨ જું.

## વૈદિક સમયનું રાજકીય બંધારણ.

વેદધર્મના પ્રવર્તક સપ્તર્ષિઓ તથા મનુ આજથી આશરે સાડા છ હજાર વર્ષ પૂર્વે થઈ ગયા હોવા જોઇએ, એવા નિર્ણય ઉપર આપણે જુદાં જુદાં પ્રમાણોથી આવી શકયા છીએ. આ સપ્તર્ષિઓ તથા મનુની સંતતિ 'આર્યો' તરીકે પ્રસિદ્ધિ પામેલી છે; અને ઋષિના આદિ પુરૂષ બ્રહ્મા પાસેથી તેમને મળેલા જ્ઞાનના સંગ્રહરૂપ વેદ, તેના મૂળ સ્વરૂપમાંજ પરંપરા દ્વારા આપણા સુધી ઉતરી આવ્યો છે. આખી દુનિઆનો જુનામાં જુનો ગ્રંથ વેદ છે, એમ આપણા દેશના તથા પરદેશના પ્રાચીન તથા નવીન વિદ્વાનો માને છે, અને વેદકાળની સંસ્કૃતિનું જ્ઞાન મેળવવા સારૂ આ વેદરૂપી સમુદ્રનું તેઓ મથન કર્યાંજ કરે છે. વેદમાં જણાવેલા જુદા જુદા પ્રદેશોનાં, રાજાઓનાં, દેવતાઓનાં, ઋષિઓનાં, યજ્ઞોનાં તથા યુદ્ધોનાં વર્ણનો ઉપરથી જ આપણે તે કાળની ધાર્મિક સામાજીક, આર્થિક તથા રાજકીય પરિસ્થિતિનું જ્ઞાન મેળવી શકીએ છીએ, કારણ કે અતિ પ્રાચીન સમયની માહીતિ આપનારૂં બીજું કાંઇ પણ સાધન આપણને મળી આવતું નથી.

## ૧ દેવોમાં ચાતુર્વર્ણ્ય.

વેદના મંત્રોમાં આપણને રાજા, વિશ્પતિ, પુરોહિત, રાષ્ટ્ર, વિપ્ર, ઋષિ, યજ્ઞ, વિશ્, શૂદ્ર, સેનાપતિ, ધર્મ ઇત્યાદિ શબ્દો મળી આવે છે. [1]દેવોમા અગ્નિ અને બૃહસ્પતિને બ્રાહ્મણ ગણ્યા છે. ઇન્દ્ર (દેવોનો રાજા), વરૂણ (જળદેવતાઓનો રાજા), સોમ (બ્રાહ્મણોનો રાજા), રૂદ્ર (પશુઓનો રાજા), પર્જન્ય વિદ્યુત્ આદિનો રાજા), યમ (પિતૃઓનો રાજા), મૃત્યુ (રોગાદિનો રાજા), અને ઇશાન (તેજસ્વી પદાર્થોનો રાજા) ઇત્યાદિ દેવોને ક્ષત્રિય ગણેલા છે. વસુગણ, રૂદ્રગણ, આદિત્યગણ, વિશ્વદેવા અને મરૂત્‌ગણ એવા જે જે દેવો ગણ રૂપે છે, તેમને વૈશ્ય ગણેલા છે. અને પૃથ્વીના અધિષ્ઠાતા દેવ પૂષનને શૂદ્ર ગણેલો છે.

વેદમાં આ ચારે વર્ણોના દેવોનાં જુદાં જુદાં કર્મોનું વર્ણન કરવામાં આવ્યું છે, અને તેનો કાંઇક ખ્યાલ આવે તે માટે આપણે તેવા કેટલાક મંત્રો તરફ આપણી દૃષ્ટિ ફેરવીએ.

---

१ अग्ने महाँ असि ब्राह्मणभारत । ये.
ब्रह्म वै देवानां बृहस्पतिः ॥ ए. अ. ३-२

तच्छ्रेयोरूपमत्यसृजत् क्षत्र यान्येतानि देवताक्षत्राणि इन्द्रो वरुण सोमो रुद्रः पर्जन्यो यमो मृत्युरीशानः ॥ स विशमसृजत् यान्येतानि देवजातानि गणश आख्यायन्ते वसवो रुद्रा आदित्या विश्वेदेवा मरुतः । तमय शौद्रं वर्णमसृजत् पूषणम् । तदेतद् ब्रह्म क्षत्र विट शूद्रस्तदग्निनैव देवेषु ब्रह्म अभवत् । बृ० १-४.

'હે [1]અગ્નિ, તારા ૨૧ [2]પ્રકારના ગુહ્ય યજ્ઞો તારામાજ પ્રતિષ્ઠિત છે અર્થાત્ આ યજ્ઞો તારા શિવાય કરી શકાતા નથી. જેઓ યજ્ઞના [3]અધિકારી છે, તેઓ આ બધા યજ્ઞોનું જ્ઞાન સંપાદન કરી તારૂં યજન કરે છે, અને તું તેમના પશુઓનું તથા તેમની સ્થાવર જંગમ મીલકતનું રક્ષણ કરે છે.'

'હે [4]અગ્નિ, જે યજ્ઞમા તુ ચોતરફથી આવી પહોંચું છું, તે યજ્ઞ દેવોને તૃપ્તિ આપવા સ્વર્ગમા જાય છે.'

'હે [5]અગ્નિ, તને હવિ આપનાર યજમાનનું તું

---

१ त्रिःसप्त यद्‌गुह्यानि त्वे इत्पदाविदन्निहिताय ज्ञियासः।
तेऽभिरक्षन्ते अमृत सजोषाः पशूंश्चस्थातृंश्चरथं च पाहि॥
ऋ. १-१२-७२

૨ ઔપાસન હોમ, વૈશ્વદેવ વિગેરે સાત પાકયજ્ઞો, અગ્ન્યાધેય, દર્શપૂર્ણમાસ વિગેરે સાત હવિર્યજ્ઞો, અને અગ્નિષ્ટોમાદિ સાત સોમયજ્ઞો છે.

३ ब्राह्मणो वैव राजन्यो वा वैश्यो वा ते हि यज्ञियासः।
शतपथ. ३-१-१-९

४ अग्ने यं यज्ञमध्वरं विश्वतः परिभूरसि।
स इद्देवेषु गच्छति॥ ऋ १-१-१.

५ यदङ्ग दाशुषे त्वमग्ने भद्रं करिष्यसि।
स नः पितेव सूनवे सचस्व नः स्वस्तये॥
ऋ. मं १-१-१

કલ્યાણ કરે છે. જેમ પિતા પુત્રની પાસે રહી તેનું કલ્યાણ કરે છે, તે પ્રમાણે તું અમારૂં કલ્યાણ કર.'

'[1]હોતાના મુખમા નિવાસ કરીને, જે મન્ત્રોમા ઇન્દ્ર વરૂણ, મિત્ર અને અર્યમા દેવોની સ્તુતિ આવે છે, તે મંત્રો બૃહસ્પતિ પોતેજ ભણે છે'

'[2]બૃહસ્પતિ પોતાના બળમા ક્ષાત્રબળ જોડીને વરૂણાદિ રાજાઓની સાથે રહી શત્રુઓનો સંહાર કરે છે ભય-કર યુદ્ધમા પણ તે અડગ રહે છે. આ વજ્રાદિ આયુધવાળા બૃહસ્પતિને બીજો કોઈ પણ દેવ નાના મોટાં યુદ્ધોમા પ્રવૃત્ત કરી શકતો નથી, તેમજ તેની આજ્ઞાનું કોઈ ઉલ્લંઘન કરી શકતું નથી.'

'[3]સમુદ્રની પેઠે સર્વત્ર વ્યાપી રહેલા, રથમાં બેસીને

---

१ प्रनून ब्रह्मणस्पतिर्मन्त्रं वदत्युक्थ्यम् ।
यस्मिन्निन्द्रो वरुणो मित्रो अर्यमा देवा ओकांसि चक्रिरे ॥
ऋ मं. १-८-४०

२ उपक्षत्र पृञ्चीत हन्ति राजभिर्भये चित्सुक्षितिं दधे ।
नास्य वर्ता न तरुता महाधने नार्भे अस्ति वज्रिण ॥
ऋ. मं १-८-४०

३ इन्द्र विश्वा अवीवृधन्त्समुद्र व्य च संगिरः ।
रथीतमं रथीनां वाजानां सत्पतिं पतिम ॥
ऋ मं. १-२-११

યુદ્ધ કરનાર યોદ્ધાઓમાં શ્રેષ્ઠ, અન્નના સ્વામી, અને સન્માર્ગે ચાલનારાઓનું પાલલ કરનાર ઇન્દ્રને અમારી સ્તુતિઓએ સમૃદ્ધ બનાવ્યો.'

'હે [1]ઇન્દ્ર, સુશ્રવસ રાજાની જોડે યુદ્ધ કરવા આવેલા ૨૦ જનપદના રાજાઓને, તેમના સાઠહજાર અનુયાયીઓ સાથે, ત્હેં તારા ચક્રવડે હરાવ્યા.'

'હેં [2]ઇન્દ્ર, ત્હેં નર્ય તુર્વશ અને યદુ એ ત્રણ રાજાઓનું રક્ષણ કર્યું. ત્હેં વય્યકુળના તુર્વીતિનું પણ રક્ષણ કર્યું, તથા તેમના રથોનું અને અશ્વોનું પણ ત્હેં રક્ષણ કર્યું. ત્હેં શંબરનાં ૯૯ પુરોનો નાશ કર્યો.'

'હે [3]મરૂતો, તમારાં વેગવાળાં વાહનોમાં બેસીને તમે કર્મભૂમિમાં જાઓ, અને ત્યાં આગળ જે નોકરો તમારી સેવા કરે તેમના ઉપર તમે પ્રસન્ન થાઓ.'

---

१ त्वमेताञ्जनराज्ञोद्विर्दशा यन्धुना सुश्रवसोपजग्मुषः ।
षष्टिंसहस्रानवतिंनवश्रुतोनिचक्रेणरथ्या दुष्पदावृणक् ॥
ऋ मं. १-१०-५३.

२ त्वमाविथ नर्यं तुर्वशं यदुं त्वं तुर्वीतिंवय्यं शतक्रतो।
त्वंरथमेतशंकृत्व्ये धने त्वंपुरोनवतिंदम्भयो नव ॥
ऋ मं. १-१०-५४

३ प्रयातशीभमाशुभिः सन्तिकण्वेषुवोदुवः ।
तत्रोषुमादयाध्वै ॥ ऋ मं. १-८-३७

'[1]મરૂતો સૂર્યનાં તેજસ્વી કિરણોની સાથે રહીને વરસાદ વરસાવી પ્રાણીઓને સુખી કરે છે, અને પોતાની સ્તુતિ કરનાર ઋત્વિજોની સાથે હવિનુ ભક્ષણ કરે છે.'

'હે [2]પૂષન્, અમને સુશોભિત ઔષધિઓવાળા માર્ગેથી લઇ જા, જેથી માર્ગમાં અમને નવો ઉપદ્રવ નડે નહીં.'

## ૨ આર્યોમાં ચાતુર્વર્ણ્ય વ્યવસ્થા.

આવી રીતે વેદના મંત્રોમા જુદા જુદા દેવોનાં જુદાં જુદાં કર્મોનું વર્ણન કરવામાં આવ્યું છે. આપણા પ્રાચીન આર્યોની ચાતુર્વર્ણ્ય વ્યવસ્થાના [3]બીજરૂપ આ દેવોની ચાતુર્વર્ણ્ય વ્યવસ્થા છે, અને તેથી આર્યોના ચાતુર્વર્ણ્યના ધર્મો પણ વેદમા વર્ણવેલાં દેવોના નામોનાં નિર્વચનોને તથા કર્મોને અનુસરીને

---

१ श्रियसे क भानुभिः संमिमिक्षिरेतेरश्मिभिस्तऋक्वभिः सुखादयः। ते वाशीमन्त इष्मिणो अभीरवोविद्रेप्रियस्य मारुतस्य धाम्नः॥ ऋ. मं. १-१४-८८

२ अभिसूयवसं नय नवज्वारो अध्वने।
पूषन्निह क्रतुंविद.॥ ऋग्वेद.

૩ બ્રહ્મ એકલું કર્મ કરવાને સમર્થ થયું નહીં, ત્યારે તેણે પ્રથમ જુદા જુદા વર્ણના દેવો સરજ્યા, અને પછી પૃથ્વી ઉપર પણ ચાતુર્વર્ણ્ય સૃષ્ટિ ઉત્પન્ન કરી, અને છેવટે બધાનો નિગ્રહ કરનાર ધર્મને ઉત્પન્ન કર્યો, એમ બૃહદારણ્યકમા જણાવ્યું છે. बृ १-४-१४

ઠરાવવામાં આવ્યા છે, એમ આપણને જણાય છે. વેદમાં અગ્નિ તથા બૃહસ્પતિને બ્રાહ્મણ તરીકે વર્ણવેલા છે, અને તેમનાં કર્મોને અનુસરીને ઋષિ વર્ગના ધર્મો ચ્યાયલા છે. ઈન્દ્રનું એક મોટા યોદ્ધા તરીકે વર્ણન કરેલું છે, અને તેને સન્માર્ગે ચાલનારાઓનું પાલન કરનાર તથા શત્રુઓનો સંહાર કરનાર દેવોનો રાજા ગણેલો છે. વરૂણનું પણ તેવુંજ વર્ણન આપણા જોવામાં આવે છે. આ ઇન્દ્ર વરૂણાદિ દેવોનાં જે જે કર્મોનું વેદમાં વર્ણન કરવામાં આવ્યું છે, તે તે કર્મોને અનુસરીને ક્ષત્રિય વર્ણના ધર્મો નક્કી કરવામાં આવ્યા છે. મરૂતોનો ગણ મેઘને ચોતરફથી ખેંચી લાવી લોકોને વૃષ્ટિરૂપી ધન આપી સુખી કરે છે. આ મરૂત્ વિગેરે દેવગણોનાં કર્મોને અનુસરીને [1]વૈશ્ય વર્ણના ધર્મો ઠરાવવામાં આવ્યા છે. દેવોમાં પૂષનને શૂદ્ર ગણેલો છે, અને જો કે બીજા દેવોના જેવી તેની ભવ્ય સ્તુતિના મંત્રો જોવામાં આવતા નથી, તો પણ આખા વિશ્વનું પોષણ કરનાર તે છે એમ જણાવ્યું છે. આ દેવનાં કર્મોને અનુસરીને શૂદ્ર વર્ણના ધર્મો ઠરાવવામાં આવ્યા છે.

આ ઉપરાંત વેદમાં વપરાયલા [2]पचक्षितयः पंचजनाः पंचकृष्टयः ઇત્યાદિ શબ્દોથી નિષાદ વર્ણ મળી આવે છે. આ

---

१ देवविशः कल्पयितव्या इत्याहुः । ताः कल्पमाना अनु मनुष्यविशः कल्पन्ते । ऐ. ब्रा. २-३

२ य पकश्चर्षणीनां वसूनामिरज्यति । इन्द्रः पञ्चक्षितीनाम् ॥ ऋग्वेद. १-२-७.

વર્ણના માણસો જંગલોમા નિવાસ કરી પ્રાણીઓની હિંસા ઉપર પોતાનુ ગુજરાન ચલાવતા હતા, અને પોતાની અંતર વ્યવસ્થા માટે પોતાના વર્ણમાથી એક જણને રાજા નીમતા આ નિષાદોના રાજાને [1]નિષાદસ્થપતિ કહેવામા આવતો, અને તે વેદના મંત્રો ભણીને વૈદિક મંત્રોથી રૂદ્ર દેવનુ યજન કરી શકતો આપણે રામાયણના પ્રકરણમા જોઇશુ, કે આ નિષાદસ્થપતિઓ જોડે [2]જાનપદ રાજાઓ ઘણો સ્નેહ સબંધ રાખતા આ ઉપરથી આપણને એમ લાગે છે, કે વેદ કાળમા શૂદ્રને પણ પૂષન્, અર્ધ્વન્ વિગેરે શૂદ્ર દેવોનુ વૈદિક મંત્રોથી યજન કરાવવામા આવતુ હશે પણ તેને માટે ચોક્કસ પ્રમાણ નહી મળી આવવાથી આપણે છેવટના નિર્ણય ઉપર આવી શકતા નથી

[3]પણ ઋગ્વેદમાથી આપણને બે મંત્રો મળી આવે છે, જે વિચારણીય જણાય છે

---

१ ' वास्तुमय रौद्र चरु निर्वपेत् । एतया निषाद स्थपतिं याजयेत् । '–इति श्रुति । अत्र माधव तात्पर्यलिकाचार्योपदेशादिना विद्या सपाद्य धनिको निषाद स्थपति रौद्रयाग कुर्यात् । जैमिनीयसूत्रभाष्य

૨ વસવાટવાળો પ્રદેશ

૩ . .यच्छियास पश्चजना मम होत्र जुषध्वम् ॥
ऋ ८-१-१३-४

यत्पाञ्चजन्यया विशेन्द्रे घोषा असृक्षत ॥

ઇન્દ્રાદિ દેવો બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય શૂદ્ર અને નિષાદ એ વર્ણો ઉપર શાસન કરે છે, તથા તેમના ઉપર અનુગ્રહ કરે છે, એવું ઋગ્વેદના મંત્રોમાં વર્ણવેલું છે.

## ૬ ઋષિવર્ગ તથા પ્રજાવર્ગ.

[1]ऐतरेयब्राह्मणના રાજસૂયપ્રકરણમાં જણાવ્યું છે, કે 'પ્રજાપતિએ યજ્ઞને ઉત્પન્ન કરી પછી બ્રહ્મ એટલે બ્રાહ્મણત્વ અને ક્ષત્ર એટલે ક્ષત્રિયત્વ ઉત્પન્ન કર્યાં. પછી આ બે ધર્મોને અનુસરીને તેણે [2]હુતાદ અને અહુતાદ એવી બે પ્રકારની પ્રજા ઉત્પન્ન કરી. બ્રાહ્મણત્વને અનુસરીને હુતાદ એટલે બ્રાહ્મણજાતિ ઉત્પન્ન કરી, અને ક્ષત્રિયત્વને અનુસરીને અહુતાદ એટલે ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્ર એ ત્રણ જાતિ ઉત્પન્ન કરી, તેથી એ ત્રણ અહુતાદ થયા.'

વેદમાં ઋષિ વિપ્ર બ્રહ્મ કવિ દ્વિજ ઇત્યાદિ શબ્દોથી આ હુતાદ અથવા બ્રાહ્મણ વર્ણનું વર્ણન કરવામાં આવ્યું છે, અને ક્ષત્રિય વૈશ્ય તથા શૂદ્ર એ ત્રણે અહુતાદ વર્ણોનું પ્રજા, ચર્ષણી, માનુષો એવા શબ્દોથી એકત્ર વર્ણન કરવામાં આવ્યું છે.

---

૧ ऐ. ब्रा. ३४-१

૨ હુતાદ એટલે યજ્ઞમાં હોમતા શેષ રહેલો ભાગ ભક્ષણ કરનાર, અને અહુતાદ એટલે યજ્ઞમાં હોમતાં શેષ રહેલો ભાગ ભક્ષણ નહીં કરનાર.

'[1]કોઇથી પણ જીતી શકાય નહીં એવા બળવાળા ઇન્દ્રને તેના બે અશ્વો ઋષિઓના તથા મનુષ્યોના યજ્ઞોમાં લાવે છે.'

'[2]જેવી રીતે પૂર્વના ઋષિઓના યજ્ઞોનાં હવિઓ અને સ્તોત્રો ઇન્દ્રને પહોચ્યાં હતાં, તેવીજ રીતે અથર્વા ઋષિ, મનુષ્યોના પિતા મનુ, અને અથર્વા ઋષિના પુત્ર દધ્યઙ્‌ના યજ્ઞોનાં હવિઓ તથા સ્તોત્રો, વૃત્રને મારીને પોતાનું સ્વરાજ્ય પ્રગટ કરનાર ઇન્દ્રને પહોચ્યાં.'

'[3]હે મનુષ્યોને ધારણ કરનાર ઇન્દ્ર અને વરૂણ દેવો, તમે મારા જેવા વિપ્રના બોલાવ્યાથી યજ્ઞ કરનારનું રક્ષણ કરવા આવો.'

આ ઉપરથી આપણે એવા નિર્ણય ઉપર આવી શકીએ છીએ, કે વેદ કાળના આર્યોમાં એક હુતાદ એટલે સપ્તર્ષિઓથી ઉત્પન્ન થયેલો અને તે ઋષિઓનાં ગોત્ર નામથી પ્રસિદ્ધ ઋષિ-

---

१ इन्द्रमिद्धरी वहतो प्रतिधृष्टशवसम ।
ऋषीणां च स्तुतीरुपयज्ञ च मानुषाणाम् ॥
ऋ मं १-१३-८०

२ यामथर्वा मनुष्पिता दध्यद्धियमत्नत ।
तस्मिन् ब्रह्माणि पूर्वथेन्द्र उक्थासमग्मत शर्चन्ननु स्वराज्यम् ॥ ऋ मं. १-१३-८०

३ गन्ताराहिस्थो घसे हवं विप्रस्य मावतः ।
धर्ताराचर्पणीनाम् ॥ ऋ. मं. १-४-१७

વર્ગ, અને બીજો અહુતાદ એટલે મનુથી ઉત્પન્ન થયેલો અને ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્ર એવા અંતર્વિભાગવાળો મનુષ્યવર્ગ અથવા પ્રજા, એવા બે મુખ્ય વર્ગો હતા, અને તે બે વર્ગોને અવલંબીને તે કાળનુ રાજ્યતન્ત્ર રહેલું હતું.

આમાંનો ઋષિવર્ગ અરણ્યોમાં મોટી નદીઓના તટ ઉપર આશ્રમો બાંધીને નિવાસ કરતો હતો. આ વર્ગ વેદના [1]અધ્યયન અધ્યાપનમાં તથા વેદમાં જણાવેલા યજ્ઞોના અનુષ્ઠાનથી દેવોના યજન યાજનમાં હમેશાં પ્રવૃત્ત રહેતો, અને પોતે ત્યાગપ્રધાન જીવન ગાળીને આવી રીતે પોતાની સંતતિને તથા પ્રજા વર્ગને મફત શિક્ષણ આપતો,તથા પોતાની તથા પ્રજા વર્ગની આપત્તિઓ જુદા જુદા યજ્ઞો કરીને દૂર કરતો. આપણી આર્યપ્રજાની વસ્તી જેમ જેમ વધતી ગઈ, તેમ તેમ તેની જરૂરીયાતો પ્રમાણે આ વર્ગે શિક્ષા, શ્રૌતસ્માર્તસૂત્રો, વ્યાકરણ, નિરૂક્ત, છન્દઃશાસ્ત્ર જ્યોતિઃશાસ્ત્ર એ છ વેદાંગો, તથા આયુર્વેદ, ધનુર્વેદ, ગાન્ધર્વવેદ અને શિલ્પશાસ્ત્ર એ ચાર ઉપવેદો, ન્યાયશાસ્ત્ર, અર્થશાસ્ત્ર [2]વાર્તાશાસ્ત્ર તથા વિવિધ શાસ્ત્રો રચ્યાં, અને આર્યોમાં તે જ્ઞાનનો પ્રચાર કર્યો, અને આ પ્રમાણે રાષ્ટ્રને સમૃદ્ધ બનાવ્યું. આ વર્ગ માત્ર જુદી જુદી વિદ્યાઓ અને કળાઓનું શિક્ષણ આપી બેસી ન રહેતો, પણ દરેક વિદ્યા તથા કળાનું પ્રયોગો દ્વારા પ્રત્યક્ષ

---

૧ ઋતં च स्वाध्याय प्रवचने च...तैत्तिरीयोपनिषद् १-९-१

૨ કૃષિ પશુપાલન અને વાણિજ્યનાં શાસ્ત્રો.

જ્ઞાન પણ આપતો, અને તેને લીધે પોતે પણ જુદી જુદી વિદ્યાઓ તથા કળાઓમાં વધારેને વધારે કુશળ બનતો. બુદ્ધિ વૈભવમાં તથા શસ્ત્રાસ્ત્ર પ્રયોગોમાં પ્રજાવર્ગ કરતાં આ વર્ગ વધારે બળવાન હોવાથી, રાજાઓ તથા પ્રજાઓને આ વર્ગનો ઘણો ભય લાગતો, અને આથી તેમનો તે નિગ્રહ કરી શકતો. વળી તે સમયમાં બધી સત્તાઓમાં રાજસત્તા પ્રબળ મનાતી, અને આ રાજસત્તા કરતાં પણ ધર્મની[1] સત્તા વિશેષ પ્રબળ મનાતી. આ ધર્મસત્તા ઋષિવર્ગના હાથમાં હોવાથી પણ તે વર્ગ રાજાઓને તથા પ્રજાવર્ગને તાબે રાખી શકતો.

પોતાની સંતતિને[2] ભવિષ્યમાં રાષ્ટ્રના આચાર્યો તરીકે કામ કરવાનું હોવાથી તેને આ ઋષિ વર્ગ બધી વિદ્યાઓ તથા કળાઓ ભણાવતો, અને જુદી જુદી વિદ્યાકળાઓના પ્રયોગોમાં પણ કુશળ બનાવતો. પ્રજાવર્ગમાંથી ક્ષત્રિઓ ઋષિવર્ગપાસેથી વેદ તથા ધનુર્વેદ, અર્થશાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર, વાર્તાશાસ્ત્ર, તથા સંગીતાદિ લલિતકળાઓ શીખતા અને રાષ્ટના રક્ષણ માટે તૈયાર રહેતા. વૈશ્યો વેદ તથા આયુર્વેદ કૃષિ, પશુપાલન અને વ્યાપારની કલાઓનું જ્ઞાન પ્રાપ્ત કરતા, અને તેઓ દેશવિદેશમાં જળ તથા સ્થળ માર્ગે પ્રવાસ કરી ધર્મથી દ્રવ્ય સંપાદન કરતા, અને તેમાંથી પોતાની ઇચ્છાનુસાર અમુક દ્રવ્ય

---

૧ क्षत्रस्य क्षत्रं यद्धर्मस्तस्माद्धर्मात्परं नास्ति बृ १ ४-१४

૨ जायमानो वै ब्राह्मणस्त्रिभि ऋणैः वा जायते ब्रह्मचर्येण ऋषिभ्यः यज्ञेन देवेभ्यः प्रजया पितृभ्यः ।

રાષ્ટ્રનું રક્ષણ કરનાર ક્ષત્રિઓને આપતા, તથા સાર્વજનિક હિતને માટે જનપદમા કુવા વાવ તળાવ વિગેરે બંધાવતા. શુદ્રો કૃષિ ગોપાલન અને શિલ્પ શાસ્ત્રનું, તથા વણાટકામ, સુતારકામ વિગેરેનુ જ્ઞાન પ્રાપ્ત કરતા, અને કારીગર તથા મજૂરવર્ગ તરીકે રાષ્ટ્રની સેવા બજાવી રાષ્ટ્રનુ પોષણ કરતા. આ પ્રમાણે રાષ્ટ્રમાં જ્ઞાનજ્યોતિ પ્રકટ કરીને કાયમ રાખનાર આ ઋષિવર્ગ તરફ આપણા આર્યોનો પૂજ્યભાવ આજ સુધી ટકી રહે, એમા કાઇ આશ્ચર્ય પામવા જેવું નથી. તે સમયના રાજ્યતંત્રમાં આ ઋષિવર્ગનુ કયું સ્થાન હતું, તે હવે આપણે જોઇએ.

## ૪. રાજાની ઉત્પત્તિ

સૃષ્ટિના આરંભમા ચારે વર્ણો પોતપોતાનાં કર્તવ્યો કરીને પોતાના જનપદનો એટલે વસવાટના પ્રદેશનો અભ્યુદય કરતા, તથા તેનું રક્ષણ કરતા. પણ આવી વ્યવસ્થાથી તેઓ શત્રુઓની સામે ટક્કર ઝીલી શકયા નહીં, અને શત્રુઓથી પરાજય પામવા લાગ્યા.

ઐતરેય[1]બ્રાહ્મણમા જણાવ્યુ છે કે:—

'દેવતાઓએ કહ્યું કે કોઇ આપણો રાજા નહીં હોવાથી આપણે પરાજય પામીએ છીએ, માટે કોઇને રાજા બનાવીએ; એમ કહીને તેમણે સોમને રાજા બનાવ્યો, અને તેમ કરવાથી તેમનો બધી દિશાઓમાં વિજય થયો.'

---

૧ ઐ બ્રા. ૩-૪.

આમાં રાજાની ઉત્પત્તિનું બીજ જણાવેલું છે. આ ઉપરથી આપણે એવા અનુમાન ઉપર આવી શકીએ છીએ, કે શત્રુઓના ઉપદ્રવથી બચવા માટે પ્રજાવર્ગે શૌર્ય તથા શીલ સંપન્ન ક્ષત્રિયને પહેલો રાજા બનાવ્યો હશે. આના સંબંધમાં આપણને વિશેષ માહીતિ મહાભારતમાંથી મળી શકે છે, જેનું સવિસ્તર વર્ણન આપણે પાંચમા પ્રકરણમાં આપીશું. અહીંઆં તો માત્ર મનુષ્યોએ મનુને પોતાનો પહેલો રાજા બનાવ્યો, અને પોતે તેના શાસનમાં રહેવાનું કબુલ કર્યું, એટલી હકીકત ઉપયોગી છે. તે જાણી લઇને બીજા ક્ષત્રિયો કરતા આ રાજાના વિશેષ ધર્મો કયા કયા હતા તેનું અવલોકન કરીએ.

## ૫. [૧]રાજ્યાભિષેક,

પ્રથમ તો પ્રજાવર્ગ જેને પોતાના રાજા તરીકે પસંદ કરતો તેનો ઋષિવર્ગ રાજપદ ઉપર રાજ્યાભિષેક કરતો. અભિષેક વખતે બધા ઋષિઓ તથા પ્રજાવર્ગના અગ્રણીઓ હાજર રહેતા. જે ક્ષત્રિયને રાજા તરીકે પસંદ કરેલો હોય, તેને આચાર્ય મુંજ ભરેલી ઉમરડાના લાકડાની માંચી ઉપર પાથરેલા વ્યાઘ્ર ચર્મ ઉપર, પ્રથમ દક્ષિણ જાનુ મૂકી પછી વામ જાનુ મૂકી, વીરાસન વાળી બેસવાનું કહેતો. તેને આવી રીતે બેસાડયા પછી આચાર્ય જળદેવતાના મંત્રોવડે શાંતિ કરતો, અને પછી ઉમરડાની ડાળી વચમાં આડી રાખીને, દહીં, મધ, ઘી, તડકામાં થયેલા વરસાદનું પાણી, તૃણ, અંકુર, મધ અને

૧ ऐ. ब्रा ३७ राजसूयाभिषेकनो सारांश.

દુર્વા એ આઠ પદાર્થથી ભરેલા ઉમરડાના પાત્રમાંથી અભિષેક કરતો. અભિષેક થયા પછી આચાર્ય કાંસાના પાત્રમાં સુરા ભરીને યજમાનને આપતો, અને યજમાન તે પીને બાકી રહેલી સુરા સાથે પાત્ર પોતાના મિત્રના હાથમા આપતો, અને તે મિત્ર સુરા પી જતો. પછી ઉમરડાની ડાળીને જમીન ઉપર મૂકવામાં આવતી, અને રાજાને તે ડાળી તરફ મ્હો રાખી ઉતરવાનું કહેવામા આવતું. આવી રીતે ઉતરીને રાજા જમીન ઉપર પાથરેલા બીજા આસન ઉપર પૂર્વાભિમુખે બેસી આચાર્યને ત્રણ વખત નમસ્કાર કરતો, અને આ વિધિના આરંભથી ગ્રહેલું મૌન છોડતો. પછી આહવનીયમાં એક સમિધ હોમી ઇશાન તરફ ત્રણ ડગલા ચાલી ઇશાન કોણની પ્રાર્થના કરી પોતાને ઘેર આવીને કાસાના પાત્રમા ચાર વખત ઘી લઇ ગૃહ્યાગ્નિમાં ત્રણ આહુતિઓ હોમતો. પછી ઋત્વિજો આશીર્વાદના મંત્રો ભણી અભિષેકક્રિયાની સમાપ્તિ કરતા. ત્યાર પછી આચાર્ય અથવા પુરોહિત તેને રત્નજડિત મુકુટ પહેરાવતો, અને આટલી વિધિ થયા પછી તેને રાજા કહેવામાં આવતો.

## ૬ [1]ઐન્દ્ર મહાભિષેક.

સાર્વભૌમ ઐશ્વર્ય પ્રાપ્ત કરવાનું સામર્થ્ય મળે તે માટે, આચાર્યો આવા અભિષક્ત રાજાઓને એન્દ્ર મહાભિષેક કરતા.

'જે આચાર્યની ઇચ્છા એવી હોય કે મારો શિષ્ય

---

1 ऐ. ब्रा. ३९.

યુદ્ધોમાં વિજય મેળવીને સર્વલોકનો જય કરે અને રાજાઓમા શ્રેષ્ઠ બને, તથા સામ્રાજ્ય એટલે ધર્મથી પ્રજાઓનું પાલન કર-કરવાનું સામર્થ્ય, ભૌજ્ય એટલે ભોગસમૃદ્ધિ, સ્વારાજ્ય એટલે સ્વાતંત્ર્ય, વૈરાજ્ય એટલે બીજા રાજાઓ કરતા વિશેષ વિસ્તાર વાળું રાજ્ય, પારમેષ્ઠ્ય એટલે સ્વર્ગનું રાજ્ય,રાજ્ય એટલે જન પદનું રાજ્ય, મહારાજ્ય એટલે મોટું વિશાળ રાજ્ય અને આધિપત્ય એટલે ચક્રવર્તિરાજ્ય, એ બધું સંપાદન કરી સર્વત્ર સત્તા ધરાવનાર સાર્વભૌમ રાજા થાય,અને દીર્ઘાયુષી તથા સમુદ્રપર્યંત પૃથ્વીનો અધિપતિ થાય, તે આચાર્યે તેનો ઐન્દ્ર મહાભિષેક કરવો. આ ઐન્દ્રમહાભિષેક કરતા પહેલાં આચાર્ય રાજા પાસે નીચે પ્રમાણે સોગન લેવડાવતો:—

'[1]જે રાત્રિએ હું જન્મ્યો છું અને જે રાત્રિએ હું મરણ પામીશ, તે બેની વચ્ચેના સમયમા મારાથી જે જે શ્રૌત સ્માર્ત કર્મ થશે તથા સુકૃતથી જે જે લોકનો વિજય થશે તથા જે આયુષ અને પ્રજા હું સંપાદન કરીશ, તે બધું જો હું તારો દ્રોહ કરૂં તો તું નષ્ટ કરજે.'

આવા સોગન લીધા પછી આચાર્ય તે રાજાનો અભિષેક લગભગ રાજસૂયને મળતીજ વિધિથી કરતો. આવા ઐન્દ્રમહાભિષેકથી અતુલ બળ પ્રાપ્ત કરીને જે જે રાજાઓએ સમગ્ર

---

૧ યાં ચ રાત્રિમજાયેઽહં યાં ચ પ્રેતાસ્મિ તદુભયमन्तरेणेष्टापूर्तं मे लोकं सुकृतमायुःप्रजां वृञ्जीथाः यदि ते द्रुह्येयमिति ।

દુર્વા એ આઠ પદાર્થથી ભરેલા ઉમરડાના પાત્રમાંથી અભિ
કરતો. અભિષેક થયા પછી આચાર્ય કાંસાના પાત્રમાં સુ
ભરીને યજમાનને આપતો, અને યજમાન તે પીને બાકી રહે
સુરા સાથે પાત્ર પોતાના મિત્રના હાથમાં આપતો, અને તે મિ
સુરા પી જતો. પછી ઉમરડાની ડાળીને જમીન ઉપર મૂ
વામા આવતી, અને રાજાને તે ડાળી તરફ મ્હોં રાખી ઉતરવા
કહેવામા આવતું. આવી રીતે ઉતરીને રાજા જમીન ઉ
પાથરેલા બીજા આસન ઉપર પૂર્વાભિમુખે બેસી આચાર્ય
ત્રણ વખત નમસ્કાર કરતો, અને આ વિધિના આરંભથી રાખે
મૌન છોડતો. પછી આહવનીયમાં એક સમિધ હોમી ઇશા
તરફ ત્રણ ડગલાં ચાલી ઇશાન કોણની પ્રાર્થના કરી પોતા
ઘેર આવીને કાંસાના પાત્રમાં ચાર વખત ઘી લઇ ગૃહ્યાગ્નિ
ત્રણ આહુતિઓ હોમતો. પછી ઋત્વિજો આશીર્વાદના મં
ભણી અભિષેકક્રિયાની સમાપ્તિ કરતા. ત્યાર પછી આચા
અથવા પુરોહિત તેને રત્નજડિત મુકુટ પહેરાવતો, અ
આટલી વિધિ થયા પછી તેને રાજા કહેવામાં આવતો.

પૃથ્વીનો જય કરી અશ્વમેધ યજ્ઞ કરેલા છે, તેમના નામ ઐત-રેય બ્રાહ્મણમા આપવામા આવ્યા છે.

આવી રીતે ઐન્દ્રમહાભિષેકથી અભિષિક્ત પૂર્વ દિશાના રાજાઓને સમ્રાટ્, દક્ષિણ દિશાના રાજાઓને ભોજ, પશ્ચિમ દિશાના રાજાઓને સ્વરાટ્, ઉત્તર દિશાના રાજાઓને વિરાટ્ અને મધ્ય દેશના રાજાઓને રાજા એ પ્રમાણે કહેવામાં આવતા.

[1] શતપથ બ્રાહ્મણમાં આપેલા અભિષેક ના વિધિમાં કેટલોક ફેરફાર જોવામાં આવે છે. તેમાં શરૂઆતમાં રાજા રાજ્ય નાં ૧૨ રત્નોને ત્યાં જઇ યજ્ઞ કરે છે, અને છેવટે ઋષિવર્ગના પ્રતિનિધિ તરીકે રાજાનો અભિષેક કરનાર આચાર્ય અથવા પુરોહિત પોતાના વર્ગના સ્વાતંત્ર્યનો ઉદ્‌ઘોષ કરે છે. રાજ્યનાં ૧૨ રત્નોમાં સેનાની એટલે સૈન્યખાતાનો મંત્રી તથા પુરોહિત એ બે બ્રાહ્મણો, સૂયમાન મહિષી સૂત અને ક્ષત્તા એ ચાર ક્ષત્રિયો, ગ્રામણી અને સંગ્રહીતા એ બે વૈશ્યો, ભાગદુઘ અને પાલાગણ એ બે શૂદ્રો અને અક્ષપાલ અને ગોવિકર્ત એ બે નિષાદો હતા, એમ આપણે તેમને ઘેર કરવામાં આવતા હોમના દેવતાના વર્ણ ઉપરથી અનુમાન કરી શકીએ છીએ. આવી રીતે વેદ કાળમા પાંચે વર્ણોના માણસોને અધિકારની જગ્યાઓ ઉપર નીમવામા આવતા હોવાથી પાંચે વર્ણોનું સંઘટ્ટન થતું, અને તેથી વેદકાળનું તથા રામાયણના કાળનું રાષ્ટ્ર સમૃદ્ધ બનેલું આપણા જોવામાં આવે છે.

---

૧ જુઓ પરિશિષ્ટ ૨,

## ૭ રાજાના ધર્મો

અભિષિકત રાજાનુ પહેલું કર્તવ્ય રાજ્ય કારભારમા પોતાને મદદ કરનાર તથા દૈવી અને માનુષી આપત્તિઓથી પોતાનું રક્ષણ કરનાર વિદ્વાન્ અને રાજનીતિજ્ઞ પુરોહિત પસંદ કરવાનું હતુ. ઐતરેય[1] બ્રાહ્મણમા જણાવ્યું છે કેઃ- જે રાજાને પુરોહિત નથી હોતો તે રાજાનુ અન્ન દેવતાઓ ભક્ષણ કરતા નથી; તેથી દેવતાઓ પોતાનુ અન્ન ભક્ષણ કરે તે માટે રાજાએ પુરોહિત રાખવો. પુરોહિતને રાખનાર રાજા સ્વર્ગની પ્રાપ્તિ કરાવનાર સોમયજ્ઞના અગ્નિતેજ પોતાને ઘેર લાવે છે. પુરોહિતદ્વારા પ્રસન્ન થયેલા દેવતાઓ રાજાને શૌર્ય, બળ, રાષ્ટ્ર, પ્રજા તથા સ્વર્ગ આપે છે, અને પુરોહિત વગરના રાજાને દેવતાઓ આ પાચથી ભ્રષ્ટ કરે છે પુરોહિત વૈશ્વાનર અગ્નિ રૂપ છે, અને અગ્નિની જ્વાળાઓ જેવી તેની પાંચ[2] મેનીઓ હોય છે 'હે ભગવન્, આજ સુધી તમે કયા નિવાસ કરતા હતા? નોકરો, પુરોહિતને બેસવા માટે આસન લાવો.'-ઇત્યાદિ સત્કારના મધુર વચનોથી રાજા પુરોહિતની એક મેનિને શાન્ત કરે છે.પોતે પાદ્યને માટે પાણી લાવીને બીજી, કિંમતી વસ્ત્રાલંકાર આપીને ત્રીજી, હિરણ્ય રત્નાદિ અર્પણ કરીને ચોથી, અને પોતાના મહેલમાં તેને કોઇ પણ પ્રકારની અડચણ પડે નહીં તેવી રીતે નિવાસ કરાવીને પાંચમી,એમ પાચે મેનીઓને રાજા શાન્ત કરે છે આવી રીતે શાન્ત થયેલો પુરો-

---

૧ ए. ब्रा. ૪૦.

૨ મેનિઓ એટલે ક્રોધરૂપી શક્તિઓ.

હિત રાજાનો સ્વીકાર કરી રાજમહેલમા નિવાસ કરે છે.જે રાજાને ત્યા ( રાષ્ટ્રગોપ ) રાષ્ટ્રનું રક્ષણ કરનાર પુરોહિત વસે છે, તેના રાષ્ટ્રમા કોઇનું યુવાવસ્થામા મરણ થતું નથી, રાજા પોતે પણ પૂર્ણ આયુષ ભોગવે છે, અને વૃદ્ધાવસ્થામા પણ સુખી રહે છે, અને પુરોહિત પાસેથી તત્ત્વજ્ઞાન સંપાદન કરી મુક્તિ મેળવે છે. જે રાજાને ત્યા વિદ્વાન્ બ્રાહ્મણ રાષ્ટ્રગોપ પુરોહિત હોય છે, તે રાજા પોતાના ક્ષાત્રબળથી બીજા ક્ષત્રિયોને વશ કરે છે, અને પોતાના સૈન્યવડે શત્રુઓના સૈન્યને જીતે છે. આવા રાજાને પ્રજાવર્ગ સર્વાનુમતે માન આપે છે.

' જે રાજા બૃહસ્પતિ જેવા પુરોહિતને પૂજા સત્કારથી પ્રસન્ન કરી પોતાના ગૃહમા રાખે છે, તેને અન્નસમૃદ્ધિ મળે છે, તથા રાષ્ટ્રો અને પ્રજાઓ તેનેઅધીન થાય છે. હિતનો ઉપદેશ કરનાર પુરોહિત યુદ્ધમાં તથા ઇતર રાજ્યકાર્યોમા હમેશાં જે રાજાના પુરોભાગમાં રહે છે, તે રાજા સર્વ પ્રકારની સમૃદ્ધિ પામે છે. દેવોના પુરોહિત બૃહસ્પતિ અનુસાર આ મનુષ્ય રાજાઓનો પુરોહિત છે.

ઉપર જણાવ્યા પ્રમાણે પુરોહિતનું અગ્નિ તથા બૃહસ્પતિ રૂપે વર્ણન કરવામાં આવ્યું છે, અને તેના ધર્મો પણ એ બે દેવો નાં કર્મોને અનુસરી ઠરાવવામાં આવ્યા છે. યજ્ઞોના [1]હોતા

---

१ अग्निर्वै देवानां होता आसीत् ।

पे. ब्रा. १२-४.

તથા બ્રહ્મા તરીકે અને દેવોના [1]દૂત તથા [2]સેનાની તરીકે વેદમાં અગ્નિનું વર્ણન કરવામાં આવ્યું છે. દેવોના ઉપદેશક તરીકે તથા યુદ્ધને પ્રસંગે અગ્ર[3]ભાગમાં રહેનાર તરીકે વેદમાં બૃહસ્પતિનું વર્ણન કરવામા આવ્યું છે.તદનુસાર પુરોહિત રાજાઓના યજ્ઞોમાં હોતા તથા બ્રહ્મા તરીકે કામ કરતો, પરરાષ્ટ્રોની સાથે મસલત કરવા સારૂ દૂત તરીકે પોતે જતો, હમેશા યુદ્ધને પ્રસંગે સૈન્યના અગ્રભાગમાં રહી યુદ્ધ કરતો, અને રાષ્ટ્રગોપ તરીકે રાષ્ટ્રની દરેક વ્યક્તિને પોતાના ધર્મ્ય અંશ અપાવી રાષ્ટ્રનું સંઘટ્ટન કરવામાં તત્પર રહેતો. તે રાજાનો અર્ધો [4]આત્મા હતો. આર્યોના રાષ્ટ્રનો વિસ્તાર જેમ જેમ વધતો ગયો, તેમ તેમ પુરોહિતનાં કર્તવ્યો જુદા જુદા અધિકારીઓમ વહેંચી નાંખવામાં આવ્યાં, અને પુરોહિતે એકલું [5]પ્રધાન મન્ત્રીનું કામ પોતાને માટે રાખી લીધુ.

પુરોહિતના સંબંધમાં પણ વિદ્વાનોની ગેરસમજ થયેલી

---

૧ अग्निं दूतं वृणीमहे । ऋ. मं. १-४-१२.
अग्निर्देवानां दूत आसीदुशना असुराणाम् । तै. ब्रा.

२ पुरोयावानमाजिषु । ऐ. ब्रा. ३

३ ऋ. मं. १-८-४० बृहस्पतिः पुर एता तेऽस्तु । ऐ. ब्रा. ३-२.

४ पुरोहितायतनं वा एतत क्षत्रियं यद्ब्रह्म । अर्धात्मो ह वा एष क्षत्रियस्य यत्पुरोहितः । ऐ. ब्रा. ३९.

૫ જુઓ પ્રકરણ ૩.

જણાય છે. તેઓ પુરોહિતને રાજાના એક સામાન્ય ઋત્વિજ તરીકે ગણીને તેના સંબંધમા અનેક પ્રકારના તર્કો કરે છે. પણ ખરૂ જોતાં તો પુરોહિત ઋષિવર્ગના પ્રતિનિધિ તરીકે હોઈ રાજસત્તાનું નિયન્ત્રણ કરતો, અને રાજાને સદાસર્વદા વેદધર્મમા પ્રવૃત્ત કરી રાષ્ટ્રનો અભ્યુદય કરવામાં તથા રાષ્ટ્રનું સંરક્ષણ કરવામા તત્પર રહેતો.

પુરોહિતની સલાહ પ્રમાણે રાજા રાજ્યની અંતર્વ્યવસ્થા તથા પરરાજ્યોની સાથે સંધિ અથવા વિગ્રહ કરતો, અને પુરોહિતનું કહ્યું માનવામાં જ પોતાનું [1]હિત સમાયલું છે, એમ માનતો. જો રાજા પુરોહિતનો અનાદર કરતો, તો તરતજ તે રાજાને છોડીને પોતાના આશ્રમમાં ચાલ્યો જતો, અને પ્રજા વર્ગ તથા પરરાષ્ટ્રો આવા પુરોહિત વગરના રાજાની સામે થઇ તેનો વિનાશ કરતાં. આવી રીતે વેદકાળનો પુરોહિત એક સામાન્ય ઋત્વિજ ન હતો, પણ રાજાનો ખરેખરો આત્મા જ હતો. પ્રજાવર્ગને ધર્મમાં પ્રવૃત્ત કરનાર રાજા હતો, અને રાજાને ધર્મમાં પ્રવૃત્ત કરનાર પુરોહિત હતો, અને તેને વેદધર્મની સાક્ષાત્ મૂર્તિરૂપ ગણી રાજા તથા પ્રજા બહુમાન આપતાં. મહિષી તથા પુરોહિત ઉપરાંત બીજા ૧૦ અધિકારીઓને રાજ્યની અંતર્વ્યવસ્થા માટે રાજા નીમતો. પુરોહિત મહીષી તથા આ ૧૦ અધિકારીઓ મળીને રાજ્યનાં

---

१ यस्मिन ब्रह्मा राजनि ( हितमुपदिशन् ) पूर्वमेतीति पुरोहितमेवैतदाह । ऐ ब्रा. ४०- .

૧૨ [1]રત્નો ગણાતાં, અને આપણે જણાવી ગયા તે પ્રમાણે રાજા પ્રથમ આ બાર રત્નોને ત્યાં જઇ હોમ કરી તેમને દક્ષિણા આપી આવતો, અને પછી તેનો રાજ્યાભિષેક કરવામાં આવતો.

પ્રજાવર્ગને વેદધર્મમાં પ્રવૃત્ત કરવો, ધર્મનું પાલન કરનારનું રક્ષણ કરવું, અને અધર્મીઓને દંડ દેવો, એ રાજાનો મુખ્ય ધર્મ હતો. [2]ઋષિવર્ગે માન્ય કરેલા વેદધર્મના સાર રૂપ મનુએ પ્રવર્તાવેલા કાયદાઓનો માત્ર અમલ કરવાનું કામ રાજાઓને કરવાનું હતુ. આ કાયદાઓમાં ફેરફાર કરવાનો કે નવા કાયદા બનાવવાનો રાજાઓને અધિકાર ન [3]હતો.

રાજાનું બીજું કર્તવ્ય શત્રુઓથી પ્રજાનું રક્ષણ કરવાનું હતું, અને તેને માટે તે વીર યોદ્ધાઓનું સૈન્ય, હાથીઓ, ઘોડાંઓ, રથો, કવચો તથા જુદા જુદા પ્રકારનાં આયુધો રાખતો વેદમાં રાજાઓના પરસ્પર યુદ્ધોનું વર્ણન ઘણે ઠેકાણે આપણા જોવામાં આવે છે.

વેદકાળમાં રાજા શત્રુઓને જીતી તેમનું દ્રવ્ય હરી લેતો, અને દિગ્વિજય કરી તાબાના રાજાઓ પાસેથી મોટી રકમની

---

૧ જુઓ પરિશિષ્ટ ૨ शतपथ ५-३-१० तैत्तिरीय ब्रा १-७-३

૨ यन्मनुरब्रवीत्तद्भेषजम । श्रुतिः

3 There is no reference to the legislative activity of the king ( in the Vedas .

International Law. Page 40.

૪ આ.

ભેટો લેતો. પ્રજાવર્ગમાંથી પણ વૈશ્યો[1] પોતાની શક્તિ અનુસાર તેને ભેટો આપતા. આવી રીતે મળેલા દ્રવ્યમાંથી તે રાજકારભાર ચલાવતો. રાજા કોઈની પાસેથી કાંઇ પણ રકમ કર[2] તરીકે લઈ શકતો નહોતો.

દેશની જમીનનો માલીક[3] રાજા ગણાતો નહતો, પણ જમીન ઉપર સર્વ પ્રાણીઓનો સમાન હક માનવામાં આવતો, અને તેથી વિશ્વજીત્ આદિ યજ્ઞોમાં દાન તરીકે રાજા જમીન આપી શકતો નહતો.

## ૮ વૈદકાળની સમિતિઓ.

જેવી રીતે દેવોની વર્ણવ્યવસ્થા, દેવોના રાજાઓ, અને દેવોના પુરોહિતને અનુસરીને, મનુષ્યોની વર્ણવ્યવસ્થા, મનુષ્યોના રાજાઓ, અને મનુષ્યોના રાજાઓના પુરોહિતો થયા છે,

---

૧ ध्रुवं ध्रुवेण हविषाभि सोमं मृशामसि ।
अथो त इन्द्रः केवलीर्विशो बलिहृतस्करत् ॥
ऋ. १०-१७३-६

૨ In times of peace the main duty of the king was to ensure the protection of his people. In return they rendered him obedience, and supplied him with voluntary gifts-not taxes-for his maintenance.

*History of Sanskrit Literature by Macdonell.*

૩ न भूमिः स्यात् सर्वान् प्रत्यविशिष्टत्वात् ।
जैमिनीयसूत्र. अ. ६-७-२-३

તેવીજ રીતે દેવોની સભાઓને અનુસરીને મનુષ્યોની સભાઓની રચના કરવામાં આવેલી જણાય છે. વેદકાળમાં આવી સભાઓ અથવા સમિતિઓ બે પ્રકારની હતી, એમ આપણા જોવામા આવે છે. જ્યારે જ્યારે ઋષિઓ અથવા રાજાઓ મોટા યજ્ઞો કરતા, ત્યારે તે યજ્ઞોમા ધર્મસભાઓ મળતી અને ત્યા તત્ત્વજ્ઞાનના વિષયોની ચર્ચા કરવામાં આવતી. આવી ધર્મસભાઓમા બ્રાહ્મણો ઉપરાંત રાજાઓ પણ ભાગ લેતા હતા.

જ્યારે જ્યારે નવા રાજાનો અભિષેક કરવાનો પ્રસંગ આવતો, ત્યારે ત્યારે ઋષિવર્ગ, રાજ્યના અધિકારીઓ, તથા ગ્રામમુખ્યોની પરિષદ્ મળતી, અને એ પરિષદ્ની સંમતિ લીધા પછી પુરોહિત નવા રાજાનો અભિષેક કરતો, અને અભિષેક પૂર્ણ થયા પછી આ પરિષદ્ની સમક્ષ તે જાહેર કરતો, કે આ હવે તમારો રાજા થયો છે.

આ સમિતિઓના સંબંધમાં આટલીજ હકીકત આપણને ઋગ્વેદના ૧૦ મા મંડળમાંથી, અથર્વવેદમાંથી અને ઉપનિષદોમાંથી મળી આવે છે.

### ૯ વેદકાળના યજ્ઞો.

વેદમાં દેવોએ કરેલા યજ્ઞોનું વર્ણન ઘણે ઠેકાણે આપણા જોવામા આવે છે; અને આર્યોના મુખ્ય ધર્મ તરીકે [1]યજ્ઞોને જ માનવામાં આવ્યા છે. દરેક ગૃહસ્થને હમેશાં પંચમહાયજ્ઞ

---

૧. यज्ञेन यज्ञमयजन्त देवास्तानि धर्माणि प्रथमान्यासन् । ऋ. १०-९०.

ફરજીયાત રીતે કરવા પડતા; તેમજ બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણને અગ્નિહોત્ર રાખવાની ફરજ પાડવામાં આવતી. જેમની પાસે મોટા પ્રમાણમાં દ્રવ્યનો સંચય થવાનો સંભવ રહેતો, તેમને માથે સોમ, ચયન, વાજપેય, રાજસૂય, અશ્વમેધ, વિશ્વજીત્ ઇત્યાદિ મોટા યજ્ઞો પોતાની યોગ્યતા પ્રમાણે કરવાની ફરજ નાખવામાં આવી હતી.

[1]શતપથમાં આ યજ્ઞોની ઉત્પત્તિના સંબંધમાં જણાવ્યું છે કે ' એક સમયે દેવો અને અસુરો વચ્ચે સ્પર્ધા થઇ, તેથી તેમણે વિચાર કર્યો, કે શેમાં આહુતિ આપવાથી આપણે વધારે બળવાન્ થઇ શકીશું. પછી દરેક અસુરે હુંજ સૌથી મોટો છું એમ માનીને પોતાના મ્હોંમાં જ આહુતિ હોમવા માંડી, અને આવી રીતે દરેક અસુર પોતાને મોટો ગણીને ફરવા લાગ્યો. આથી અસુરોનો પરાભવ થયો. દરેક દેવે તો હુંજ મોટો છું એવું નહીં માનતાં બીજા બધા દેવોને મોટા ગણી તેમના મ્હોંમાં આહુતિઓ હોમવા માંડી. આમ બધા દેવોએ અરસ્પરસ એક બીજાના મ્હોંમાં આહુતિઓ હોમીને બળ સંપાદન કર્યું. દેવોના આ કૃત્યને પ્રજાપતિએ યજ્ઞ તરીકે ગણીને તેમને સર્વત્ર વિજય મેળવવાનું સામર્થ્ય આપ્યું. '

આમાં યજ્ઞનું રહસ્ય સમજાવવામાં આવ્યું છે. પોતાની પાસે એકઠું થયેલું દ્રવ્ય ચારે વર્ણોમાં વહેંચી ચારે વર્ણોની પ્રીતિ મેળવવાનું મોટામાં મોટું સાધન યજ્ઞ છે, અને તેનાથી *ચારે વર્ણનું સંઘટ્ટન થવાથી રાષ્ટ્રનો અભ્યુદય તથા વિજય*

1. शतपथ. ५-१

સુલભ થાય છે, એવો સિદ્ધાન્ત આપણને આ ઉપરથી મળી આવે છે. રાજાઓ લોકપ્રિય થવાને આજ સાધનનો ઉપયોગ વારંવાર કરતા, અને જે રાજાઓ આવા ઘણા યજ્ઞો કરતા તેમનો યશ ચોતરફ ફેલાતો, અને લોકોમાં તેઓ દેવ તરીકે પૂજાતા.

દરેક વર્ણનો આર્ય, યજ્ઞમા પ્રધાન દેવ તરીકે, [1]પોતાના જ વર્ણના દેવનું યજન કરતો, અને તે દેવ પાસેથી પોતાના કર્મોની સમૃદ્ધિ મેળવતો.

ઋષિવર્ગમાં તથા પ્રજાવર્ગમા રાષ્ટ્રભાવના અને સ્વદેશાભિમાન જાગૃત રાખનાર પણ આ યજ્ઞો જ હતા. 'અમારૂં રાષ્ટ્ર સર્વ રીતે સમૃદ્ધ બનો'–એવા [2]અશ્વમેધાદિ યજ્ઞોના પ્રસંગોએ તથા રાજાના અભિષેકાદિ પ્રસંગોએ થતા મંત્રઘોષો યજ્ઞમાં એકત્ર થયેલા આર્યોનાં હૃદયોનું મથન કરીને તેમાંથી સ્વદેશાભિમાનનું અમૃત ઉત્પન્ન કરતા, અને તેનાથી પુષ્ટ બનેલું રાષ્ટ્ર જરામરણથી મુક્ત થઇ સ્વર્ગતુલ્ય બની રહેતું.

## ૧૦ નિયન્ત્રિત રાજસત્તાક રાજ્યતત્ર.

આ ઉપરથી આપણે જોઇ શકીશું કે વેદ કાળમાં [3]નિય-

---

૧ स या यव (वाजपेय.) ब्राह्मणस्यैव यज्ञः। यदनेन बृहस्पतिरयजत। ब्रह्म हि बृहस्पतिर्ब्रह्म हियाब्रह्मणोऽथो राजन्यस्य यदनेनेन्द्रोऽयजत क्षत्रं हीन्द्रः क्षत्रं राजन्य.। ...विशो वै मरुतः वैश्यो वै ग्रामणीः। शतपथ. का. ५ १.

२ शुक्लयजुः अ. २२–२२

3 His ( king's ) power was by no means

ન્ત્રિત રાજસત્તાક રાજ્યતન્ત્ર ચાલતું હતું, અને રાજાઓ માત્ર ધર્મ એટલે ઇશ્વરી કાયદાનો અમલ કરનાર હતા. રાજસત્તા ઉપર મોટો અંકુશ ઋષિવર્ગનો હતો. ઋષિઓ પ્રસંગે પ્રસંગે રાજાઓને ત્યાં જઈને રહેતા, અને રાજ્યવ્યવસ્થા સંબંધી તપાસ કરતા. તેઓ રાજાપ્રજાની આપત્તિઓ દૂર કરવા સારૂ જુદા જુદા પ્રકારના વૈદિક યજ્ઞોની યોજના કરતા. જ્યારે જ્યારે કોઈ રાજા અધિકારના અથવા લક્ષ્મીના મદથી ધર્મને કોરણે મૂકી સ્વચ્છંદી થઈ પ્રજાને ત્રાસ આપતો, ત્યારે આ ઋષિવર્ગ આવીને તે રાજાને સમજાવતો, અને તેમ છતાં પણ જો તે માનતો નહીં, તો તેને પદભ્રષ્ટ કરી નવા રાજાનો અભિષેક કરતો. આવી રીતે તે વર્ગ વેદ કાળમાં રાજ્યતંત્રને વ્યવસ્થિત રાખતો. આના ઉદાહરણ તરીકે આપણને [1]વેન રાજાનું ચરિત્ર મળી આવે છે.

ધ્રુવના કુલમાં વેન [2]નામનો રાજા થઈ ગયો. તેનો રાજ્યાભિષેક થયા પછી તેણે એવો ઢંઢેરો પીટાવ્યો, કે હું જ યજ્ઞપતિ છું અને હું જ ઇશ્વર છું. મારા શિવાય યજ્ઞનો બીજો ભોક્તા કોણ છે? માટે કોઇએ યજ્ઞ કરવો નહીં, તેમ દાન પણ કરવું નહીં. આવો ઢંઢેરો સાંભળીને ઋષિઓ તેની પાસે આવી

absolute, being limited by the will of the people expressed in the tribal assembly ( समिति ).

*History of Sanskrit Literature by Macdonell.*

१ विष्णुपुराण. १-१३

૨. વિષ્ણુપુરાણ. ૧-૧૩

પહોંચ્યા, અને તેને ધર્મથી વિરૂદ્ધ આચરણ નહીં કરવાને ઘણો સમજાવ્યો, તોપણ વેને તેમનું કહ્યું માન્યું નહીં. તેથી ઋષિઓએ કોપાયમાન થઇને 'આ પાપીને મારો મારો' એમ કહીને તેને મારી નાંખ્યો. અને ત્યાર પછી તેનો જમણો હાથ વલોવી તેમાથી પૃથુને ઉત્પન્ન કરી તેનો રાજ્યાભિષેક કર્યો. [1]પૃથુરાજ પહેલો અભિષિકત રાજા થયો, અને તેણે ધર્મને તથા રાજનીતિને અનુસરીને રાજ્યતંત્ર ચલાવ્યું. પૃથુરાજે પહેલીજ પૃથ્વીને સપાટ કરીને ગામ તથા નગરો વસાવ્યાં, અને વ્યાપારના માર્ગો બનાવ્યા. કૃષિ પશુપાલન અને વાણિજ્યની શરૂઆત તેના સમયમા થઇ, અને તેના નામ ઉપરથી આ ભૂમિનું નામ 'પૃથ્વી' એવું પડયું.

જ્યાં રાજ્યવ્યવસ્થા ધર્મને અનુસરીને ચાલતી, ત્યાં આ ઋષિવર્ગ હાથ ઘાલતો નહતો. જ્યાં સુધી આપણા ભારતવર્ષમાં ઋષિવર્ગથી નિયન્ત્રિત રાજસત્તા ચાલુ રહી, ત્યા સુધી ભારતવર્ષે સંપૂર્ણ સાર્વભૌમ વૈભવ ભોગવ્યો, અને જેમ જેમ આ ઋષિવર્ગનું બળ ઓછું થવા લાગ્યું, તેમ તેમ રાજસત્તા અનિયન્ત્રિત થતી ગઇ, અને ભારતવર્ષના રાજાઓ વધારે ને વધારે સ્વચ્છંદી થતા ગયા. આનું છેવટે એ પરિણામ આવ્યું, કે રાજાઓ કામક્રોધને વશ થઇ રાષ્ટ્રનું હિત ભૂલી જઇ એકબીજાની સાથે કલહ કરવા લાગ્યા, અને પરચક્રના ભોગ થઈ પડયા. છેવટે ઋષિવર્ગના અસ્તની સાથેજ વેદધર્મનો તથા ભારતવર્ષના સામ્રાજ્યઐશ્વર્યનો કેવી રીતે અંત આવ્યો, એ આપણે આગળનાં પ્રકરણો ઉપરથી સમજી શકીશું.

૧. મહાભારત–શાંતિપર્વ.

આપણે ઉપર જણાવી ગયા છીએ, કે વેદ કાળમાં માત્ર [1]નિયન્ત્રિત રાજસત્તાક રાજ્યતંત્ર ચાલતું હતું. ધર્મબંધન શિથિલ થતા ગણસત્તાક રાજ્યતંત્રો કદાચ મહાભારતના સમયમાં ઉત્પન્ન થયાં હશે, એવું આપણે અનુમાન કરી શકીએ છીએ. પ્રજાસત્તાક રાજ્યો પણ જૈન અને બૌદ્ધ ધર્મનો પ્રચાર થવાથી વર્ણવ્યવસ્થા તૂટતાં ઉત્પન્ન થયાં હોવાં જોઇએ. અર્થાત્ વેદકાળમાં તો નિયન્ત્રિત રાજસત્તાક રાજ્યો શિવાય બીજા કોઈ પણ પ્રકારનું રાજ્યતન્ત્ર પ્રચલિત નહતું, એવા નિર્ણય ઉપર આપણે આવી શકીએ છીએ; આ નિયન્ત્રિત રાજસત્તાક રાજ્યતંત્રમાં કયે કયે સમયે શાશા ફેરફાર થયા, અને તેની રાજા પ્રજાના ધર્મો ઉપર કેવી અસર થઈ, તે આપણે હવે જોઇએ.

---

૧. The early Vedas knew only Monarchy. Departure from this normal constitution was made in post-Vedic times, and as Magasthenes also records the tradition 'Sovereignty was dissolved and democratic government set up in various places.'

*Hindu Polity by K. P. Jayaswal.*

# પ્રકરણ ૩ જું.

## રામાયણનું રાજ્યતન્ત્ર તથા રાજા પ્રજાના ધર્મો.

### ૧ રામાયણ.

આપણે જણાવી ગયા છીએ કે મનુષ્યોના પહેલા રાજા તરીકે મનુને પસંદ કરવામાં આવ્યો હતો, અને તેણે વેદમાં વર્ણવેલા દેવોના ચારે વર્ણોનાં કર્મો ઉપરથી મનુષ્યોના ચારે વર્ણોના ધર્મોનું અનુમાન કરી નક્કી કરેલા ધર્મોને અનુસરીને રાજ્યવ્યવસ્થા ચલાવવા માંડી, અને મનુએ આ પ્રમાણે જે ધર્મો નક્કી કર્યા, તેમને [1]ઋષિઓએ માન્ય કર્યા. મનુના વંશના રાજાઓએ પણ આ પ્રમાણે વેદ ઉપરથી ચાતુર્વર્ણ્ય ધર્મોનું અનુમાન કરીને પોતપોતાના ધર્મોમાં પ્રજાવર્ગના મનુષ્યોને પ્રવૃત્ત કર્યા. મનુના વંશના ૭ મા રાજા પૃથુરાજના સમયમાં રાજનીતિશાસ્ત્ર અસ્તિત્વમાં આવ્યું, અને ત્યાર પછીના રાજાઓએ તેને અનુસરીને પોતાનું રાજ્યતંત્ર ચલાવ્યું. રામાયણના સમયમાં પણ રામચંદ્રે વેદ અને રાજનીતિશાસ્ત્રનું અધ્યયન કરી તેના સિદ્ધાન્તોને અનુસરીને રાજ્ય ચલાવ્યું, એમ રામાયણમાં જણાવવામાં આવ્યું છે.

હાલ જે ગ્રંથ વાલ્મીકિરામાયણ તરીકે પ્રસિદ્ધ છે,

---

૧. यन्मनुरब्रवीत्तद्भेषजम्-श्रुतिः

તેમાં પ્રક્ષિપ્ત ભાગ ઘણો છે, એવું [1]પ્રાચીન ટીકાકારો જણાવે છે, અને આપણને પણ તેમજ લાગે છે. રામાયણના આરંભમાં જણાવ્યું છે, કે કામાતુર ક્રૌંચ પક્ષીઓના જોડામાંથી એક પક્ષીને પારધિએ માર્યું, ત્યારે તે જોઇને વાલ્મીકિને ઘણો શોક થયો, અને તે શોક [2]શ્લોકના રૂપમાં વાલ્મીકિની વાણીદ્વારા પ્રગટ થયો, અને આવા [3]શ્લોકોમાંજ આખું રામાયણ રચવાની વાલ્મીકિની બુદ્ધિ થઈ. આ ઉપરથી અનુષ્ટુપ્ સિવાયના શ્લોકો વાલ્મીકિના બનાવેલા હોવા ન જોઇએ, એવા અનુમાન ઉપર આપણે આવીએ તો તે ગેરવ્યાજબી નહીં ગણાય.

બાલકાણ્ડના ચોથા સર્ગમાં ૨૪૦૦૦ [4]શ્લોકનું રામાયણ વાલ્મીકિએ બનાવ્યું, એવું જણાવવામાં આવ્યું છે. પણ કતક ટીકાકારને ઉપલબ્ધ ગ્રંથમાં શ્લોક સંખ્યા વિશેષ હોવાથી,

---

૧. તિલક નામની ટીકા લખનાર રામે, ઘણા સર્ગોને પ્રક્ષિપ્ત ગણીને કાઢી નાંખેલા છે. તેમજ કેટલાક સર્ગોમાં પણ અમુક શ્લોકોને પ્રક્ષિપ્ત ગણેલા છે. યુદ્ધકાણ્ડની ટીકાના અંતમાં તે જણાવે છે કેઃ—

निर्मले कतकक्षोदादपि रामायणार्णवम् ।
अत्यन्त निर्मलं चक्रे रामः स्वमति वाससा ॥

તથા જુઓ ભારતીય જ્યોતિષશાસ્ત્ર પૃ. ૧૨૭

२. मा निषाद प्रतिष्ठां त्वमगमः शाश्वतीः समाः ।
यत्क्रौंचमिथुनादेकमवधीः काममोहितम् ॥ बाल २-१५

३ समाक्षरैश्चतुर्भिर्यः पादैर्गीतो महर्षिणा ।
सोऽनुव्याहरणाद्भूय शोकः श्लोकत्वमागतः॥ बाल.२-४०
तस्य बुद्धिरियं जाता महर्षेर्भावितात्मनः ।
कृत्स्नं रामायणं काव्यमीदृशैः करवाण्यहम् ॥ बाल.२ ४१

તેમજ હાલના રામાયણના શ્લોકોની સંખ્યા પુરી ૨૪૦૦૦ નહીં હોવાથી, આ શ્લોક પ્રક્ષિપ્ત છે, એમ ટીકાકારો[1] જણાવે છે. તિલક ટીકાકારના ગ્રંથમાં કાણ્ડો તથા શ્લોકોની સંખ્યા નીચે પ્રમાણે છે:—

| કાણ્ડ. | સર્ગ. | શ્લોક. |
| --- | --- | --- |
| ૧ બાલકાણ્ડ | ૭૭ | ૨૨૬૫ |
| ૨ અયોધ્યા | ૧૧૯ | ૪૩૮૪ |
| ૩ અરણ્ય | ૭૫ | ૨૪૩૯ |
| ૪ કિષ્કિન્ધા | ૬૭ | ૨૪૭૫ |
| ૫ સુંદર | ૬૮ | ૨૮૬૭ |
| ૬ યુદ્ધ | ૧૨૮ | ૬૭૦૯ |
| | કુલ ૫૩૪ | ૨૧૧૩૯ |
| ૭ ઉત્તર | ૧૧૧ | ૨૩૭૩ |
| | કુલ ૬૪૫ | ૨૩૫૧૨ |

---

१ चतुर्विंशत्सहस्राणि श्लोकानामुक्तवानृषिः ।
तथा सर्गशतान् पञ्च षट्काण्डानि तथोत्तरम् ॥बाल ४-२
कृत्वा तु तन्महाप्राज्ञः सभविष्यसहोत्तरम् ।
चिन्तयामास कोन्वेतत्प्रयुञ्जीयादिति प्रभुः ॥ बाल-४-३

कतकक्रतस्तु–उक्तसंख्यापेक्षया षट्त्रिंशत्सर्गसंख्याधिक्यदर्शनात्, चतुर्विंशत्सहस्रापेक्षया श्लोकसंख्याया अप्याधिक्यदर्शनाच्च, उत्तरकाण्डीय सर्गसंख्याऽनुल्लेखेन प्रक्षिप्तोऽयं श्लोक इत्याहुः ।

ઉત્તર કાણ્ડના એક [1]શ્લોકમાં જણાવ્યું છે કે રામાયણના પહેલા ૨૦ સર્ગો સાંભળીને રામે બે કુશીલવને અરાઢ હજાર સુવર્ણ આપવાની આજ્ઞા કરી. આ શ્લોક યુદ્ધકાણ્ડના અંતમાં જ્યાં રામાયણની સમાપ્તિ દર્શાવનાર શ્લોકો આપેલા છે, ત્યાંનો હોવો જોઇએ, અને ઉત્તરકાણ્ડ રચાયા પછી તેને ઉત્તર કાણ્ડના છેવટના ભાગમાં લેવામાં આવ્યો હોવો જોઇએ, એમ આપણને લાગે છે. આ શ્લોકમાં અરાઢ હજાર સુવર્ણ આપવાની આજ્ઞા કરેલી હોવાથી મૂળ ગ્રંથ અરાઢ હજાર શ્લોકોનો હોવો જોઇએ, એવા અનુમાન ઉપર આપણે આવી શકીએ છીએ. હાલ ઉપલબ્ધ થતા રામાયણના પહેલા છ કાણ્ડોમાં ૨૧૧૩૯ શ્લોકો છે, તેમાંથી અનુષ્ટુપ શિવાયના બધા શ્લોકો તથા કેટલાક અપ્રાસંગિક શ્લોકો કાઢી નાંખીએ, તથા ઉત્તર કાણ્ડમાંથી મૂળ કથા ભાગ જોડે સંબંધ ધરાવતા શ્લોકો ઉમેરીએ તો ગ્રંથ સંખ્યા અરાઢ હજારની આપણને મળી શકે.

આ કાવ્યનું મૂળ નામ [2]પૌલસ્ત્યવધ છે, એવું બાલકાણ્ડની શરૂઆતમાં વાલ્મીકિએ જણાવ્યું છે. તે ઉપરથી તેની

---

१ श्रुत्वा विंशति सर्गास्तान् भ्रातरं भ्रातृवत्सलः ।
अष्टादशसहस्राणि सुवर्णस्य महात्मनोः ॥
प्रयच्छ शीघ्रं काकुत्स्थ यदन्यदभिकांक्षितम ।
ददौ स शीघ्रं काकुत्स्थो बालयोर्वै पृथक् पृथक् ।
दीयमानौ सुवर्णं तु नागृह्णीतां कुशीलवौ ॥
उत्तर.९४–१७, १८, १९.

२ काव्यं रामायणं कृत्स्नं सीतायाश्चरितं महत् ।
पौलस्त्यवधमित्येवं चकार चरितव्रत.॥ बाल. ४७.

સમાપ્તિ પૌલસ્ત્યવધ આગળ જ થયેલી હોવી જોઇએ. નારદે વાલ્મીકિને જે સંક્ષિપ્ત રામચરિત કહ્યું છે, તેમાં પણ, '[1]રામે સીતાને પાછી મેળવીને પોતાનું રાજ્ય ફરીથી સંપાદન કર્યું' એમ કહી વૃત્તાન્તની સમાપ્તિ કરેલી છે, અને "[1]રામના રાજ્યમાં કોઈ પણ માણસ પોતાના પુત્રનું મરણ જોશે નહીં, અને સ્ત્રીઓ હમેશાં સૌભાગ્યવતી રહી પતિવ્રતા રહેશે' એમ પણ જણાવેલું છે. અર્થાત્ ઉત્તરકાણ્ડના વિસ્તારનો તથા તેમાં વર્ણવેલા બ્રાહ્મણના પુત્રના મરણ પ્રસંગનો આ નારદનાં વચનો સાથે વિરોધ થાય છે. આ કારણથી તથા રામાયણનું પારાયણ કરનાર રામભક્તોમાં પણ યુદ્ધકાણ્ડ સુધીજ પારાયણ કરવાનો સંપ્રદાય ચાલુ હોવાથી, યુદ્ધકાણ્ડ આગળજ વાલ્મીકિરામાયણની આપણે સમાપ્તિ માનવી પડે છે. તેથી રામાયણના સમયના રાજ્યતંત્રનું જ્ઞાન પ્રાપ્ત કરવાને આપણે છ કાણ્ડાત્મક રામાયણનું પ્રામાણ્ય સ્વીકારી આગળ ચાલીશું.

| | |
|---|---|
| ૧ મિથિલાનો રાજા જનક | ૬ મગધરાજ |
| ૨ કાશીરાજ | ૭ સિન્ધુરાજ |
| ૩ કેકયરાજ | ૮ સૌવીરરાજ |
| ૪ અંગરાજ રોમપાદ | ૯ સૌરાષ્ટ્રરાજ |
| ૫ કોસલરાજ ભાનુમાન્ | ૧૦ દક્ષિણના રાજાઓ. |

આ બધા રાજાઓ અયોધ્યાધિપતિ દશરથની સાર્વભૌમ-સત્તા કબુલ રાખતા હતા, અને તેના યજ્ઞોમાં હાજર થઈને [1]અમૂલ્ય રત્નોની ભેટો આપી તેના પ્રતિ પોતાનો સદ્‌ભાવ દર્શાવતા. વેદકાળ પ્રમાણે આ સમયમાં પણ ધર્મની સત્તા સર્વોપરિ ગણાતી, અને ઋષિઓ, રાજાઓ, રાજકુમારો, મંત્રિઓ અમાત્યો તથા ચારે વર્ણો અને નિષાદો પોતપોતાનાં કર્તવ્યો બજાવી, રાષ્ટ્રના અભ્યુદયમાં તથા સંરક્ષણમાં પોતાનો ભાગ પૂર્ણ ઉત્સાહથી તથા શૌર્યથી ભજવતા હતા. દશરથનો અશ્વ-મેધ, વિશ્વામિત્રના યજ્ઞના રક્ષણ માટે ૧૫ વર્ષની ઉમ્મરના રામચંદ્રનું પ્રયાણ, રામપરશુરામ સમાગમ, રામચંદ્રનો યૌવ-રાજ્યાભિષેક, તેમનો વનવાસ, રામચંદ્રજીની સાથે સીતા તથા લક્ષ્મણનો વનવાસ, નિષાદરાજ ગુહનો સમાગમ, રામચં-દ્રને પાછા તેડી લાવવા ભરતનું પ્રયાણ, રામ ભરતનો સમાગમ, રાજ્યવ્યવસ્થા માટે ઋષિવર્ગનો છેવટનો નિર્ણય, રામચંદ્રની પાદુકાઓનો અભિષેક, ભરતનો નન્દિગ્રામમાં નિવાસ, સુગ્રીવ સાથે રામચંદ્રની મૈત્રી, વાલિવધ, રામરાવણયુદ્ધ, વિભીષણને

---

૧ ततः कैश्चिदहोरात्रैरुपयाता महीक्षितः ।
बहूनि रत्नान्यादाय राज्ञो दशरथस्य ह ॥ બાલ.

રાજ્યપ્રદાન અને રામનો રાજ્યાભિષેક, આ બધા પ્રસંગોમાં આપણને ક્ષણે ક્ષણે ધર્મની સર્વોપરિસત્તાનુંજ ભાન થાય છે, અને આજ કારણને લીધે હજી સુધી પણ ભારતવર્ષમાં પુરૂષો તથા સ્ત્રીઓ, રાજાઓ તથા રંકો, શહેરીઓ તથા ગામડીઆઓ ગૃહસ્થો તથા ભિક્ષુઓ, અને બાળકો તથા વૃદ્ધો રામચંદ્રના ગુણોનું તથા મહિમાનું ગાન કરવામાં મોટું પુણ્ય માને છે. રામાયણના કાળમા આ ધર્મસત્તા કેવી રીતે પોતાનું સામ્રાજ્ય ચલાવતી હતી, તે આપણે રામાયણના જુદા જુદા પ્રસંગો ઉપરથી જોઇએ.

## ૨. રાજ્યતંત્ર.

રામાયણની શરૂઆત દશરથ રાજાના અશ્વમેધથી થાય છે. આ દશરથ રાજાને વંશપરંપરાથી રાજકારભારમાં મદદ કરનાર આઠ ઋષિઓ રાજ્યમાં મન્ત્રિઓ તરીકે કામ કરતા હતા, અને તેમાંના વસિષ્ઠ ઋષિ પુરોહિતપદ ધારણ કરતા હતા, અને પુરોહિત તરીકે આ મન્ત્રિપરિષદ્‌ના અધ્યક્ષ ગણાતા હતા, અને વામદેવ ઋષિ રાજાના ઋત્વિજ્ તરીકે કામ કરતા હતા. આ ઋષિઓ નગરની બહાર પોતાના આશ્રમોમા રહેતા, અને જ્યારે જ્યારે રાજાને સલાહની જરૂર પડે, ત્યારે રાજસભામાં આવી યોગ્ય સલાહ આપતા. માત્ર [1]વસિષ્ઠ અને વામદેવ રોજ સવારમાં નગરમાં આવી રાજસભામાં હાજર

---

૧ વસિષ્ઠ અને વામદેવ ઉપરાંત બીજા ૭ મન્ત્રિઓ:—
सुयज्ञोऽप्यथ जाबालिः काश्यपोऽप्यथ गौतमः ।
मार्कण्डेयस्तु दीर्घायुस्तथा कात्यायनो द्विजः॥ बा. ७-५

रहेता, अने राज्यनां राजकीय तथा धार्मिक कार्यो करता, अने पछी पोताना आश्रममा चाल्या जता. राजसभामां राजा रत्नजडित सिंहासन उपर बेसतो, अने तेनी समीपमां गोठवेलां सुवर्णमय भद्रपीठो उपर आ मन्त्रिओ बेसता. राजकीय तथा धार्मिक बाबतोमा तेमनी सलाह लीधा शिवाय राजा एक पण पगलुं भरतो नहीं, तेमज कोई पण प्रसंगे तेमना वचननुं उल्लंघन करतो नहीं. राजा मन्त्रिओने पोताना गुरु तरीके गणतो, अने हमेशां तेमने आगळ करीने सर्व कार्यो करतो. ज्यारे तेओ सभामां आवता, त्यारे राजा साथे बधी सभा उभी थईने तेमने आवकार आपती, अने राजा पोते अभिवादन करी तेमने पोतपोताना भद्रपीठ उपर बेसवा विनंति करतो, अने तेमना बेठा पछी पोते बेसतो, अने ते पछी अमात्यो अने बीजा सभासदो पोतपोताना स्थान उपर बेसी जता आवी रीते राजसत्तानुं केन्द्र आ मंत्रिमंडळ हतुं, अने राजा राजसत्तानो प्रवर्तक तथा राज्यवैभवनो भोकता हतो.

पुत्रवात्सल्यथी प्रेराईने दशरथ राजाए ज्यारे पोताना [1]पंदर वर्षनी उम्मरना पुत्रो राम अने लक्ष्मणने विश्वामित्रनी साथे तेमना यज्ञनी रक्षा करवा माटे मोकलवानी ना पाडी,

---

१ ऊनषोडशवर्षो मे रामो राजीवलोचनः ।
न युद्धयोग्यतामस्य पश्यामि सहरा क्षसैः॥वाल २०-२·
कतकटीका इद च युद्धायोग्यत्वं प्रतिपादितम्। षोडशवर्षः
क्षत्रियकुमार एव कवचधरोयुद्धार्ह इति शास्त्रात् ।

અને [1]અક્ષૌહિણી સેના સાથે તેમને બદલે પોતે જવા તૈયાર થયા, ત્યારે વસિષ્ઠે તેમને માનપૂર્વક કહ્યુ કે ' તમે ઈક્ષ્વાકુના કુળમાં જન્મેલા છો અને સાક્ષાત્ ધર્મરૂપ તમે છો. તમે ધૈર્યવાન્, વ્રતનું પાલન કરનાર તથા શ્રીમાન્ છો તેથી તમારે અધર્મથી દૂર રહેવુ જોઈએ. ' તમે કહેશો તે હુ કરીશ '– એવુ વચન આપીને પાછળથી ફરી જવાથી [2]ઇષ્ટાપૂર્તનો નાશ થાય છે. રાક્ષસોનો નિગ્રહ કરવાને વિશ્વામિત્ર પોતે સમર્થ છે, છતાં તમારા પુત્રના હિતને માટે તમારી પાસે યાચના કરે છે

---

१ एको रथो गजश्चैको नराः पञ्च पदातयः ।
त्रयश्च तुरगास्तज्ज्ञैः पत्तिरित्यभिधीयते ॥
पत्तिं तु त्रिगुणामेकं विदु सेनामुखं बुधा. ।
त्रीणि सेनामुखान्येका गुल्म इत्यभिधीयते ॥
त्रयो गुल्मा गणो नाम वाहिनी तु गणास्त्रय ।
स्मृतास्तिस्रस्तु वाहिन्या पृतनेति विचक्षणै· ॥
चमूस्तु पृतनास्तिस्रश्चम्वस्तिस्रस्त्वनीकिनी ।
अनीकिनीं दशगुणां प्राहुरक्षौहिणीं बुधा· ॥

२ इक्ष्वाकूणां कुले जात· साक्षाद्धर्म इवापर ।
धृतिमान् सुव्रत श्रीमान्न धर्म हातुमर्हसि ॥बाल २१-६
प्रतिश्रुत्य करिष्येति उक्तं वाक्यमकुर्वत. ।
इष्टापूर्तवधो भूयात्तस्माद्राम विसर्जय ॥ बाल २१-८

टीका:—इष्टमश्वमेधान्तयाग·, आपूर्तं वापीकूपादि- निर्माणम । तद्वधस्तत्फलनाश. ।
तेषां निग्रहणे शक· स्वय च कुशिकात्मज ।
तव पुत्रहितार्थाय त्वामुपेत्याभियाचते ॥ बाल २१-२१

५ આ

માટે રામચંદ્રને મોકલો.' વસિષ્ઠનાં આવાં વચનો સાંભળીને દશરથ રાજાએ તરત રામચંદ્ર તથા લક્ષ્મણને વિશ્વામિત્રની સાથે વિદાય કર્યા

રાજા આઠ [1]આમાત્યોની મદદથી બધો રાજકારભાર

---

१. अमात्याः देशादिकार्यनिर्वाहकाः । टीका ।

तस्यामात्या गुणैरासन्निक्ष्वाकोः सुमहात्मनः ।
मन्त्रज्ञाश्चेङ्गितज्ञाश्च राजकृत्येषु नित्यशः ॥ बाल० ७- १

धृष्टिर्जयन्तो विजयः सुराष्ट्रो राष्ट्रवर्धनः ।
अकोपो धर्मपालश्च सुमन्त्रश्चाष्टमोऽर्थवित् ॥ ,, ७- ३

तेषामविदितं किंचित् स्वेषु नास्ति परेषु च ।
क्रियमाणं कृतं वापि चारेणापि चिकीर्षितम ॥ ,, ७- ९

कुशला व्यवहारेषु सौहृदेषु परीक्षिताः ।
प्राप्तकालं यथा दंड धारयेयुः सुतेष्वपि ॥ ,, ७-१०

कोशसंग्रहणे युक्ता बलस्य च परिग्रहे ।
अहितं चापि पुरुषं न हिंस्युरविदुषकम् ॥ ,, ७-११

वीराश्च नियतोत्साहा राजशास्त्रमनुष्ठिताः ।
शुचीनां रक्षितारश्च नित्यं विषयवासिनाम् ॥ ,, ७-१२

ब्रह्मक्षत्रमहिंसन्तस्ते कोशं समपूरयन् ।
सुतीक्ष्णदण्डा. संप्रेक्ष्य पुरुषस्य बलाबलम् ॥ ,, ७-१३

सुवाससः सुवेषाश्च ते च सर्वे शुचिव्रताः ।
हितार्थाश्च नरेन्द्रस्य जाग्रतो नयचक्षुषा ॥ ,, ७-१६

संधिविग्रहतत्त्वज्ञा. प्रकृत्या संपदान्विताः ।
मन्त्रसंवरणे शक्ताः शक्ताः सूक्ष्मासु बुद्धिषु ॥ ,, ७-१९

ચલાવતો. જુદાં જુદાં ખાતાંઓનો વહિવટ આ આઠ આમાત્યો કરતા, અને રાજાના હુકમો પ્રમાણે અમલ બજાવતા. મન્ત્રિઓની પેઠે આ આમાત્યો પણ વંશપરંપરાથી રાજ્ય કારભાર કરતા આવેલા હતા. તેઓ વિદ્યાવિનયસંપન્ન, કુશળ, જીતેન્દ્રિય, શ્રીમાન્, મોટા મનવાળા, ધનુર્વેદમા પારંગત, પરાક્રમી, યશસ્વી, રાજકાર્યોમા સાવધાન, રાજાની આજ્ઞાનું યથાર્થ પાલન કરનારા, સ્મિતપૂર્વક બોલનારા, કામક્રોધથી અંધ બની અસત્ય ભાષણ નહીં કરનારા, અને તેજસ્વી હતા. સ્વદેશમા તથા પરદેશમાં શું બન્યું છે, શું બને છે તથા શું બનવાનું છે, તે બધું તેઓ ૧ચારો મારફતે જાણતા હતા. તેઓ વ્યવહારમાં કુશળ હતા અને અચલ રાજભક્તિવાળા હતા. પોતાનો પુત્ર પણ જો અપરાધ કરે, તો તેને યોગ્ય શિક્ષા કરવામાં તત્પર રહેતા. કોશનો તથા સૈન્યનો સંગ્રહ કરવામાં હમેશાં પ્રવૃત્ત રહેતા, અને પોતાનો શત્રુ પણ જો નિરપરાધી હોય, તો તેને શિક્ષા કરતા નહીં. તેઓ શૂરવીર, ઉત્સાહી, રાજનીતિને અનુસરીને વર્તનારા અને પવિત્ર માણસોનું રક્ષણ કરનાર હતા, અને બ્રાહ્મણો તથા ક્ષત્રિયોને ત્રાસ આપ્યા વગર તેઓ કોશસંચય કરતા. તેઓ પુરૂષોનું સામર્થ્ય જોઈ તે પ્રમાણે તીક્ષ્ણ દંડની યોજના કરતા. તેઓ સારાં વસ્ત્ર સારો વેષ અને પવિત્ર વ્રત ધારણ કરનારા, રાજાના હિતમાં તત્પર રહેનારા, રાજનીતિ રૂપી નેત્રો ખુલ્લાં રાખી હમેશાં જાગૃત રહેનારા, પ્રકૃતિથીજ સદ્‌ગુણી, મન્ત્રને ગુપ્ત રાખવામાં સમર્થ અને સૂક્ષ્મ બુદ્ધિવાળા હતા.

---

૧. ગુપ્ત જાસુસો.

આ આઠ અમાત્યોમા સુમન્ત્ર રાજાનો પ્રધાન અમાત્ય હતો. રાજકારભાર ઉપરાંત તે રાજાના [1]સારથીનું કામ કરતો. રાજા ગમે તે સ્થિતિમાં હોય, તો પણ તેની પાસે જવાની તેને છૂટ[2]હતી. અંતઃપુરમા ઠેઠ શયન ગૃહ સુધી તે જઈ શકતો અને રાજાને સ્તુતિ પૂર્વક જગાડીને જે કાર્ય હોય તે તેને નિઃશંક કહેતો. રાજા અથવા પુરોહિત શિવાય બીજા કોઇનું કહ્યું તે માનતો નહીં. રામચંદ્રના યૌવરાજ્યાભિષેકને પ્રસંગે 'બ્રાહ્મણો તથા પૌરજાનપદો સાથે વસિષ્ઠ દરવાજા આગળ આવીને ઉભા છે'—એવો સંદેશો દશરથ રાજાને પહોચાડવાને માટે જ્યારે સુમન્ત્ર તેમના શયનગૃહમાં ગયો, અને તેમને. શોકસાગરમાં નિમગ્ન થયેલા જોયા, અને જ્યારે સંદેશો કહેવા છતાં પણ દશરથ રાજા કાંઇ પણ પ્રત્યુત્તર આપી શકયા નહીં, ત્યારે કૈકેયીએ કહ્યું, કે 'રામનો યૌવરાજ્યાભિષેક કરવાના હર્ષથી ઉત્સુક બનેલા રાજા આખી રાત જાગવાથી થાકી ગયા છે, અને હમણાં નિદ્રાવશ થઈ ગયા છે. માટે તું જલદી જઇને રામને અહીંઆં તેડી લાવ. આમાં વિચાર કરવાનો

---

૧. सत्वपश्यद्विनिष्क्रान्तं सुमन्त्रं नाम सारथिम् ।
द्वारे मनुजसिंहस्य सचिवं प्रियदर्शनम् ॥अयो.૧૪-૩૨.

૨ तं तु पूर्वोदितं वृद्धं द्वारस्था राजसंमताः ।
न शेकुरभिसंरोद्धुं राज्ञः प्रियचिकीर्षवः ॥ अयो.૧૪-૪૪
शयनीयं नरेन्द्रस्य तदासाद्य व्यतिष्ठत ।
सोऽत्यासाद्य तु तद्वेश्म तिरस्करणिमन्तरा(कृत्वा)॥
अयो. १८-२

નથી.' આ સાંભળી સુમન્ત્રે કહ્યુ કે 'હે [1]ભામિનિ, રાજાની આજ્ઞા વિના હું કેવી રીતે જઈ શકું?' ત્યાર પછી જ્યારે રાજાએ પોતે આજ્ઞા કરી, ત્યારે સુમન્ત્ર રામને તેડી લાવ્યો.

અશ્વમેધાદિ યજ્ઞોને પ્રસંગે તથા રાજ્યાભિષેક જેવા મહાન્ પ્રસંગે મોટા રાજાઓને આમંત્રણ આપવા પ્રધાનામાત્ય પોતે જતો, અને બીજાં આમંત્રણોમી તથા તે તે પ્રસંગને લગતાં બીજાં બધાં કાર્યોની વ્યવસ્થા સારૂ યોગ્ય પુરૂષોની યોજના કરતો, અને આવે પ્રસંગે એકત્ર થયેલા ઋષિઓ રાજાઓ તથા પ્રજાજનોનો યોગ્ય સત્કાર કરતો. રાજાના સિંહાસનની પાસેજ સુવર્ણનું સચિવાસન રાખવામાં આવતું. રાજા ધાર્મિકકાર્યોનો ભાર [2]પુરોહિત ઉપર નાખતો અને લૌકિક કાર્યોનો ભાર પ્રધાનામાત્ય ઉપર નાંખી દેતો, અને પોતે માત્ર પરિણામ તરફ લક્ષ રાખતો.

આ ઉપરાંત બીજા ૧૫ જાતના [3]અધિકારીઓને રાષ્ટ્રના રક્ષણ માટે તથા રાષ્ટ્રના અંતરંગ બહિરંગ કાર્યોના નિર્વાહ માટે રાખવામાં આવતા, અને રાષ્ટ્રના દરેક મોટા વિભાગમા જરૂર પુરતા આવા અધિકારીઓની નીમણુક કરવામાં આવતી.

---

१. अश्रुत्वा राजवचनं कथं गच्छामि भामिनि ।अयो.१४-८२

२. भवान् स्निग्ध. सुहृन्मह्यं गुरुश्च परमो महान् ।
वोढव्यो भवता चैव भारो यज्ञस्य चोद्यतः॥अयो १३-४.

३ कच्चिदष्टादशान्येषु स्वपक्षे दशपञ्च च ।
त्रिभिस्त्रिभिरविज्ञातैर्वेत्सि तीर्थानि चारणैः॥अयो १००-३६

## ૧૫ જાતના અધિકારીઓ.

૧. સેનાપતિ.
૨. પ્રશાસ્તા.
(સૈન્યના પડાવની તથા રક્ષણની વ્યવસ્થા કરનાર).
૩. દૌવારિક.
૪. અન્તઃપુરાધિકારી.
૫. કારાગૃહાધિકારી
૬. કોશાધ્યક્ષ.
૭. રાજશાસન પ્રવર્તક.
૮. પ્રાડ્વિવાક્
( વ્યવહાર પૂછનાર )
૯. ધર્માસનાધિકારી.
૧૦. વ્યવહાર નિર્ણય કરનાર સભ્ય.
૧૧. સૈન્યને પગાર તથા શિરપાવ આપનાર અધ્યક્ષ.
૧૨. કારીગરોનો ઉપરી મીસ્રી.
૧૩. નગરાધ્યક્ષ.
૧૪. અન્તપાલ.
( સીમાડાના દુર્ગોનું રક્ષણ કરનાર. )
૧૫. સ્થળ ગિરિવન તથા જળ-દુર્ગોના દુર્ગપાલો.

મન્ત્રિ અમાત્ય અને યુવરાજ સાથે એકંદર ૧૮ જાતના અધિકારીઓ રાજ્યવ્યવસ્થા સંભાળતા, અને તેમને ૧૮ તીર્થો તરીકે ગણવામાં આવતા. રાજા ગુપ્તચરોદ્વારા આ અગઢ તીર્થોની હીલચાલ તથા વર્તન ઉપર દેખરેખ રાખતો, અને એક બીજાને ઓળખતા ન હોય તેવા ત્રણ ચરોની બાતમી મળતી આવે, તો તે બાતમી ખરી માની અપરાધી અધિકારીને યોગ્ય શિક્ષા કરતો.

ખેતીનો ધંધો કરનાર વૈશ્યો પાસેથી રાજા પાકેલા અનાજનો છઠ્ઠો[૧] ભાગ પોતાના અંશ તરીકે ઉઘરાવતો. પશુપાલન

---

૧. यो हरेद्बलिषड्भागं न च रक्षति पुत्रवत् ।
अधर्मः सुमहान्नाथ भवेत्तस्य च भूपतेः ॥अरण्य. ६-११

તથા વાણિજ્યનો ધંધો કરનાર વૈશ્યો રાજાને પ્રસંગે પ્રસંગે શકિત અનુસાર ભેટો આપતા, અને જળ તથા સ્થળ માર્ગે મોટો વ્યાપાર કરનાર વણિકગણો અભિષેક જેવા મોટા પ્રસંગે રાજાને કિમ્મતી રત્નોનું[1] નજરાણું કરતા. આ ઉપરાંત અધિકારીઓ અપરાધીઓનો યોગ્ય દંડ કરી કોશની વૃદ્ધિ કરતા. પ્રજા પાસેથી બીજી કોઈ પણ રીતે દ્રવ્ય લેવાનો રાજાને અધિકાર નહતો. જે રાજા બલિ ગ્રહણ કરીને પોતાના પુત્ર પ્રમાણે પ્રજાને ગણીને તેનું રક્ષણ કરતો નહીં, તે ઘણો અધર્મી રાજા ગણાતો.

રાજા વૃદ્ધ થતો ત્યારે મિત્ર રાજાઓ, બ્રાહ્મણો, સૈન્યના મુખ્ય અમલદારો નગરશેઠો અને ગ્રામમુખ્યોની પરિષદ્ ભરી તેમની [2]અનુમતિ લઈ રાજકુમારનો યૌવરાજ્યાભિષેક કરતો.

---

यत्करोति परं धर्म मुनिर्मूलफलाशनः।
तत्र राज्ञश्चतुर्भागं प्रजाधर्मेण रक्षतः ॥ ७ ६-१४

१. उदीच्याश्च प्रतीच्याश्च दाक्षिणात्याश्च केवलाः।
कोट्या परान्ताः सामुद्रा रत्नान्युपहरन्तु ते ॥अयो.८१-१३
टीका-सामुद्राः पोतवणिजः ।

૨. રામનો યૌવરાજ્યાભિષેક કરવા માટે મહાપરિષદ્‌ની અનુમતિ મેળવવા નીચે પ્રમાણે કહ્યું છે—

यदिदं मेऽनुरूपार्थं मया साधु सुमन्त्रितम् ।
भवन्तो मेऽनुमन्यन्तां कथं वा करवाण्यहम् ॥अयो०२-१५
यद्यप्येषा मम प्रीतिर्हितमन्यद्विचिन्त्यताम् ।
अन्या मध्यस्थचिन्ता तु विमर्दाभ्यधिकोदया॥ २-१६

જ્યારે રાજાનું અવસાન થવાથી ગાદી ખાલી પડતી, ત્યારે **राजकृतः** અથવા **राजकर्तारः** એટલે મન્ત્રિઓ અને અમાત્યો ભેગા થતા, અને મહાપરિષદ્ ભરીને તેની પાસે નવો રાજા પસંદ કરાવી, તેનો અભિષેક કરવા પુરોહિતને વિનંતિ કરતા. તે ઉપરથી પુરોહિત[1] રાજસભામાં જઈ પોતાના ભદ્રપીઠ ઉપર બેસી દૂતો મોકલીને બ્રાહ્મણોને, ક્ષત્રિયોને, લશ્કરી અમલદારોને, અમાત્યોને, રાજપુત્રોને, વૈશ્યગણોને, અધ્યક્ષોને અને રાષ્ટ્રનું હિત ચહાનાર ગ્રામમુખ્યોને બોલાવતો અને મહાપરિષદ્ ભરતો. જે રાજકુમારને રાજગાદી ઉપર સ્થાપન કરવાને આ પરિષદ્ સર્વાનુમતે સંમતિ આપતી, તેનો તે રાજ્યાભિષેક કરતો. આવી રીતે પ્રજા સર્વાનુમતે પોતાનો રાજા પસંદ કરતી, અને મન્ત્રિઓ એટલે राजकर्तारः તેને અભિષેકની ધાર્મિક

---

१. समेत्य राजकर्तारः सभामीयुर्द्विजातयः॥ अयो. ६७-२

' पते द्विजाः सहामात्यै पृथग्वाचमुदीरयन् ।
यसिष्ठमेवाभिमुख श्रेष्ठं राजपुरोहितम् ॥" ६७-४
इक्ष्वाकूणामिहाद्यैव कश्चिद्राजा विधीयताम् ।
अराजकं हि नो राष्ट्रं विनाशं समवाप्नुयात् ॥"६७-८
स काञ्चनमयं पीठं स्वस्त्यास्तरणसंयुतम् ।
अध्यास्त सर्ववेदज्ञो दूतानुशशास च ॥ " ८१-११
ब्राह्मणान् क्षत्रियान् योधानमात्यान् गणवल्लभान् ।
क्षिप्रमानयताव्यग्राः कृत्यमात्ययिकं हि नः ॥
सराजपुत्र शत्रुघ्नं भरतं च यशस्विनम् ।
युधाजितं सुमन्त्रं च ये च तत्र हिता जनाः॥ " ८१-१३

વિધિથી રાજા બનાવતા. આખો પ્રજાવર્ગ આવી રીતે બનેલા રાજાની આજ્ઞામાં રહેતો, અને રાષ્ટ્રના રક્ષણ માટે જેવા પ્રકારની મદદ જોઈએ, તેવા પ્રકારની મદદ રાજી ખુશીથી રાજાને આપવા તત્પર રહેતો.

મોટે ભાગે રાજાના પાટવી[1] કુંવરનેજ રાજા તરીકે પસંદ કરવામાં આવતો, પણ તે જો મૂર્ખ અથવા દુર્ગુણી હોય, તો તેને બદલે બીજા રાજકુમારની પસંદગી થતી.

દરેક ગામના લોકો પોતાનાં સ્થાનિક કાર્યોની વ્યવસ્થા માટે એક ગ્રામમુખ્ય નીમતા, અને સર્વાનુમતે અમુક નિયમો કરતા. આ નિયમોને સમયાચારના નામથી પ્રાચીન ગ્રંથોમાં વર્ણવેલા છે. આ સમયાચારનું પાલન કરવાની દરેક ગામના વતનીની ફરજ ગણાતી.

પોતાના વર્ગના પ્રતિનિધિઓ તરીકે પુરોહિતના અધ્યક્ષપણા નીચે મંત્રિઓ રાજકારભાર ઉપર દેખરેખ રાખતા હોવાથી, ઋષિવર્ગ તેમાં દરમ્યાનગિરિ કરતો ન હતો. પણ જ્યારે રાજ્યવ્યવસ્થામાં ધર્મસંકટ ઉભું થતું, ત્યારે આ વર્ગ આવીને તેનો નિકાલ કરી આપતો. રામાયણમાં આવો એક પ્રસંગ આપણા જોવામાં આવે છે. મહાપરિષદે જ્યારે ભરતને રાજા તરીકે પસંદ કર્યો અને પુરોહિતે તેને અભિષેક કરાવવા કહ્યું, ત્યારે ભરતે સભા વચ્ચે પુરોહિતને જવાબ આપ્યો, કે 'હું

---

૧. अस्मिन् कुलेहि सर्वेषाज्येष्ठो राज्येऽभिषिच्यते ।
अयो. ७७ २०

[1]દશરથનો પુત્ર થઈને, ધર્મમાં પ્રવૃત્ત વિદ્યાવ્રતસ્નાતક રામચંદ્રનું રાજ્ય કેવી રીતે પડાવી લઉં. આ રાજ્ય પણ રામનું છે, અને હું પોતે પણ રામનોજ છું. તો હવે મારો ધર્મ શો છે તે મને જણાવો. હું તો રામનીજ પછવાડે જઇશ. મનુષ્યોમાં શ્રેષ્ઠ રામજ રાજા છે.' આવાં ભરતનાં વચનો સાંભળીને સભાસદોએ પણ ભરતની જોડે જવાનો નિશ્ચય કર્યો, અને બધા રામચંદ્રને પાછા તેડી લાવવા ચિત્રકૂટ ગયા. ત્યાં ભરતે રામચંદ્રને પાછા અયોધ્યા આવવા કાલાવાલા કર્યા, પણ રામે કહ્યું કે 'પિતાની પ્રતિજ્ઞા મિથ્યા ન થાય તે માટે મ્હેં વનવાસ સ્વીકાર્યો છે; માટે તારે પણ તેજ કારણથી રાજ્ય સ્વીકારવું જોઇએ.' ભરતે પૌરજાનપદો સમક્ષ આનો જવાબ આપ્યો કે '[2]મ્હેં પિતા પાસેથી રાજ્ય માગી લીધું નથી, તેમજ પિતા

---

१. "चरितब्रह्मचर्यस्य विद्यास्नातस्य धीमतः ।
धर्मे प्रयतमानस्य को राज्यं मद्विधो हरेत् ॥अयो. ८२-११
कथं दशरथाज्जातो भवेद्राज्यापहारकः।
राज्यं चाहं च रामस्य धर्मं वक्तुमिहार्हसि॥" ८२-१२

२. न याचे पितरं राज्यं नानुशासामि मातरम् ।
एवं परमधर्मज्ञं नानुजानामि राघवम् ॥ अयो. ११२-२५
"यदि त्ववश्यं वस्तव्यं कर्तव्यं च पितुर्वचः ।
अहमेव निवत्स्यामि चतुर्दश वने समाः ॥ "१११-२६
विक्रीतमाहितं क्रीतं यत्पित्रा जीवता मम ।
न तल्लोपयितुं शक्यं मया वा भरतेन वा ॥ " १११-२८
..........................................
वृतो राजा हि कैकेय्या मया तद्वचनं कृतम् ।
अनृतान्मोचयानेन पितरं तं महीपतिम् ॥ " १११-३२

પાસેથી રાજ્ય માગી લેવાનું મારી માતાને પણ કહ્યું નથી. રામચંદ્ર વનમાં નિવાસ કરે તેમાં મારી સંમતિ નથી. જો પિતાનું વચન પાળવાને વનમાં રહેવાની જરૂર હોય, તો હું ૧૪ વર્ષ વનવાસ ભોગવવા તૈયાર છું.' આવો જવાબ સાંભળીને રામચંદ્રે પૌરજાનપદોને કહ્યું, કે 'પિતાએ પોતાની હયાતીમાં જે કાંઇ વેચ્યું હોય, જે કાંઈ અનામત મૂક્યું હોય, અને જે કાંઈ ખરીદયું હોય, તે મારાથી અથવા તો ભરતથી અન્યથા કરી શકાય તેમ નથી. તેથી તુચ્છ બહાનું કાઢી વનવાસ તજી રાજ્ય સ્વીકારવું એ મને છાજતું નથી. પોતે આપેલાં વરદાન રૂપી ઋણમાંથી દશરથ રાજાને મુક્ત કરવા કૈકેયીએ વ્યાજબી-જ માગણી કરી છે, અને પિતાએ પણ પોતાની પ્રતિજ્ઞા પાળીને સુકૃત કર્યું છે. હું ભરતને ક્ષમાવાન્ અને ગુરૂજનોનો સત્કાર કરનાર ગણું છું.' પછી રામચંદ્રે ભરતને કહ્યું કે 'મ્હેં જેમ કૈકેયીએ માગેલા વરદાન પ્રમાણે પિતાએ કરેલી આજ્ઞાનું પાલન કરી, પિતાની એક પ્રતિજ્ઞા સત્ય કરી, તેમને એક ઋણમાંથી મુક્ત કર્યા છે, તે પ્રમાણે તું પણ રાજ્ય સ્વીકારી પિતાની બીજી પ્રતિજ્ઞા સત્ય કરી, તેમને બીજા ઋણમાંથી મુક્ત કર.'

રામચંદ્રને પાછા અયોધ્યા તેડી જવા ભરત ચિત્રકૂટમાં આવ્યો છે, અને બેઉ ભાઈઓ ધર્મને આગળ કરીને રાજ્ય સ્વીકારવાને ના પાડે છે, એવી ખબર મહર્ષિઓને પડતાંજ તેઓ ત્યાં આવી પહોચ્યા. આ મહર્ષિઓએ ભરતને કહ્યું, કે 'હે સત્કુળમાં જન્મેલા, મહા બુદ્ધિશાળી, મહા સદાચાર-સંપન્ન, મહા યશસ્વી ભરત, તું જો તારા પિતા દશરથનું હિત

તાકતો હોઉં તો રામનું કહ્યું કર. રામ પિતાના ઋણમાંથી હમેશને માટે મુકત થાય, એવું અમે ઈચ્છીએ છીએ. કૈકેયીના ઋણમાથી મુકત થવાથી દશરથ રાજાએ સ્વર્ગ પ્રાપ્ત કર્યું છે.' આવાં મહર્ષિઓનાં વચનો સાંભળીને ભરતે રામચંદ્રને પાછા તેડી જવાની વાત છોડી દીધી, અને પુરોહિત વસિષ્ઠની આજ્ઞાનુસાર રામને બે સુવર્ણમય પાદુકાઓ ઉપર પગ મૂકવાને વિનંતિ કરી. આ રામચંદ્રની પાદુકાઓને અયોધ્યા લઈ જઈ ભરતે નન્દિગ્રામમાં તેમનો અભિષેક કર્યો, અને પોતે વાનપ્રસ્થદશામાં રહી રામના નામથી રાજ્ય ચલાવવા માંડયું.

આવી રીતે રામાયણના સમયમાં પણ ઋષિવર્ગ સર્વોપરિ સત્તા ધરાવતો હતો, એમ આપણે જોઈ શકીએ છીએ. આ ઋષિવર્ગની સાથે રાજાઓ ઘણાજ વિનયથી વર્તતા. તેઓ પોતાના રાજવૈભવનો ત્યાગ કરી, પુરોહિતને આગળ કરીનેજ ઋષિઓના આશ્રમોમાં પ્રવેશ કરતા. ઋષિઓ પ્રથમ પુરોહિતનો અને પછી રાજાનો એમ અનુક્રમે બેઉનો યોગ્ય સત્કાર કરતા, અને તેમનું તથા તેમના રિસાલાનું આતિથ્ય કરતા. આ સમયમાં પણ તેઓજ વેદવિદ્યાના તથા શસ્ત્રાસ્ત્રવિદ્યાના આચાર્યો હતા, અને રાજાપ્રજાને યોગ્ય શિક્ષણ આપવાની, તથા રાજાપ્રજાને માટે કાયદાઓ ઘડવાની સત્તા તેમના હાથમાં હોવાથી, રાજા પ્રજા ઉપર તેઓનો પૂરેપૂરો કાબુ હતો.

પોતાના દેશની શિક્ષણપદ્ધતિ ઉપર તથા પોતાના દેશના કાયદા ઉપર દરેક પ્રજાની શારીરિક માનસિક તથા આધ્યાત્મિક સમૃદ્ધિનો આધાર હોય છે. પ્રજાને સવીર્ય અથવા

નિર્વીર્ય, સમૃદ્ધિમાન્ અથવા કંગાલ, સદાચારી અથવા દુરાચારી બુદ્ધિશાળી અથવા મૂર્ખ, સ્વતંત્ર અથવા પરતંત્ર બનાવવાનાં, આ બેજ સાધનો છે. રાજાઓ પોતાની સત્તા વધારવાને માટે આ બે સાધનોનો દુરૂપયોગ ન કરી શકે, તે હેતુથી ઋષિઓએ આ બે બાબતો પોતાને સ્વાધીન રાખી હતી અને આને લીધે જ તેઓ રાજસત્તાનું નિયન્ત્રણ કરી શકતા, તથા પ્રજાનું હિત કરવા સમર્થ રહેતા, અને રાજાપ્રજાની સત્તા સમતોલ રાખી રાષ્ટ્રને સમૃદ્ધ બનાવતા.

આ ઉપરથી આપણે જોઈ શકીએ છીએ, કે રામાયણના કાળમાં પણ વેદકાળની પેઠે સુનિયન્ત્રિત રાજસત્તાક રાજ્યતંત્ર ચાલતું હતું, અને તેને લીધે તે કાળમાં પણ ભારતવર્ષ સાર્વભૌમઐશ્વર્ય ભોગવતુ હતુ

ધર્મનો તથા પોતાના માણસોનો, રક્ષક હતો. રાજા પુરોહિત તથા મંત્રિમંડળની અનુજ્ઞા લઇ રાજકારભાર કરતો, અને મંત્રિમંડળના ઋષિઓને ગુરૂતુલ્ય ગણી, તેમની આજ્ઞાનું ઉલ્લંઘન કદિ પણ કરતો નહીં. રાજાના અર્ધ આત્મા તરીકે પુરોહિત રાજાનાં બધાં ધર્મકાર્ય કરતો, અને હમેશાં યથાવિધિ પંચાગ્નિની પરિચર્યા કરતો. રાજકારભારમાં પણ પ્રધાનમંત્રિ તરીકે પુરોહિતને આગળ કરીને જરાજા પ્રવૃત્ત થતો. રાજા દેવોને પિતૃઓને રાજ્યના મુખ્ય અધિકારીઓને વૃદ્ધોને પિતા સમાન મંત્રિઓને તથા વેદજ્ઞ બ્રાહ્મણોને બહુ માન આપતો, અને વેદ ધનુર્વેદ તથા રાજનીતિશાસ્ત્રમાં કુશળ ધનુર્વેદના આચાર્યોનું પણ ઘણું સન્માન કરતો. રાજા પોતાના જેવા શૂરવીર વેદજ્ઞ જીતેંદ્રિય કુલીન અને [1]ઇંગિતજ્ઞ અમાત્યો રાખતો. આવા અમાત્યોએ ગુપ્ત રાખેલો મંત્ર સર્વત્ર વિજય પ્રાપ્ત કરાવવાને સમર્થ ગણાતો હોવાથી, રાજા મંત્રને ગુપ્ત રાખી શકે તેવાજ અમાત્યોને નીમી, અપરિમિત ઐશ્વર્ય સંપાદન કરતો. રાજા કોઈ પણ કાર્યનો નિર્ણય પોતે એકલો કરતો નહીં, તેમજ ત્રણ ચાર કરતાં વધારે મંત્રિઓની સલાહ પણ લેતો નહીં, અને કોઈ પણ રીતે મંત્રભેદ થવા દેતો નહીં. રાજા સદા સર્વદા ઉદ્યમી રહેતો, અને જરૂર પુરતીજ નિંદ્રા લેતો, અને બ્રાહ્મમુહૂર્તમાં ઉઠીને અર્થપ્રાપ્તિના ઉપાયોનું ચિંતન કરતો. શરૂઆતમાં થોડું દ્રવ્ય ખર્ચવાથી પરિણામે જેમાં વિશેષ દ્રવ્યનો લાભ થતો હોય, તેવાં કાર્યોનો આરંભ કરવાને રાજા વિલંબ કરતો નહીં. તે

---

૧ નેત્ર મુખ વિગેરેના વિકાર ઉપરથી સામાના મનની વાત સમજનારા.

મહત્ત્વનાં કાર્યો ઉપર મોટા અધિકારીઓને તથા નાનાં કાર્યો ઉપર નાના અધિકારીઓને નીમતો, અને આ અધિકારીઓ ઉગ્ર દંડ દઇને પ્રજાને પીડે નહીં, તેની તે સંભાળ રાખતો. રાજ્ય પડાવી લેવાની ઇચ્છાથી અમાત્યોમાં તથા બીજા અધિકારીઓમાં રાજદ્રોહ ફેલાવનાર, વેદ વિદ્યામાં તથા રાજનીતિમાં કુશળ અને શૂરવીર અધિકારીને પણ રાજા દેહાંતદંડની શિક્ષા કરતો. શૂરવીર, ધૈર્યવાન્, પવિત્ર, સાહસિક, દક્ષ, બુદ્ધિશાળી, કુલીન, અને રાજભક્ત યોદ્ધાને રાજા સેનાપતિ નીમતો, અને યુદ્ધોમાં ઉતરેલા પરાક્રમી અને યુદ્ધ કરવામાં કુશળ યોદ્ધાઓને જુદી જુદી ટુકડીઓના નાયક નીમતો. રાજા હમેશા લશ્કરને ખોરાક પુરો પાડતો તથા નિયમિત રીતે પગાર આપતો, અને પ્રસંગે પ્રસંગે નાયકોનો તથા શૂરવીર યોદ્ધાઓનો બહુમાન શિરપાવ વિગેરેથી સત્કાર કરતો. રાજ્યના બધા નોકરોને રાજા દરરોજ ખોરાકી તથા નિયમિત રીતે પગાર આપતો, અને પોતાના સંબંધીઓને પણ ખોરાકી તથા પગાર આપી સંતુષ્ટ રાખતો; જેથી તેઓ રાજાની ખાતર પોતાના પ્રાણ આપવાને પણ તૈયાર થતા. રાજા જનપદના વતની, વિદ્વાન્ ડાહ્યા, શાસ્ત્રજ્ઞ, સમયસૂચક, અને રાજાએ કહેવડાવ્યું હોય તેટલું જ કહેનાર માણસને દૂત તરીકે નીમતો, અને આવા દૂતોદ્વારા પરરાજ્યો સાથે મસલત ચલાવતો. શત્રુઓના રાજ્યોમાં પણ આવા દૂતો નિર્ભય રીતે જઇ શકતા. રાજા ગુપ્ત ચરોદ્વારા પરરાજ્યનાં ૧૮ તીર્થોની તથા પોતાનાં ૧૫ તીર્થોની પ્રવૃત્તિના સંબંધમાં સંપૂર્ણ બાતમી મેળવતો, અને એક બીજાને નહીં ઓળખનાર ત્રણ ગુપ્તચરોની પાસેથી એકની

એક બાતમી મળે, તો તેને સત્ય માની યોગ્ય પગલાં ભરતો.

રાજા પુષ્કળ હાથીઓ, ગાયો, અને જુદી જુદી જાતના ઘોડાઓનો સંગ્રહ રાખતો, અને બધા કિલ્લાઓમાં ધન, ધાન્ય, આયુધો, જળાશયો, યન્ત્રો, શિલ્પિઓ, અને ધનુર્ધરોનો સંગ્રહ રાખતો. રાજા ઉત્પન્નના પ્રમાણુમાં ખર્ચ રાખતો, અને ઉત્પન્ન વધારવા તરફ તથા ખર્ચ કમી કરવા તરફ લક્ષ રાખતો. તેમજ અયોગ્ય માણુસોનો સત્કાર કરવામાં રાજ્યનું દ્રવ્ય ન વપરાય, તેની તે કાળજી રાખતો.

રાજા હમેશાં પ્રાતઃકાળમાં ઉત્તમ આભૂષણુ ધારણુ કરીને સભામાં હાજર થતો, અને સભાનું કાર્ય પૂરૂં થયા પછી રાજમાર્ગમાં ફરીને પ્રજાવર્ગને દર્શન આપતો. તે ગરીબને તથા તવંગરને એક સરખો ન્યાય મળે છે કે નહીં, તેની તપાસ રાખતો, તેમજ અમાત્યો ધનના લોભથી પ્રેરાઈને નિરપરાધીઓને શિક્ષા કરે છે કે કેમ, અને અપરાધીઓને છોડી દે છે કે કેમ, તેની પણુ તે તપાસ રાખતો રાજા દિવસ તથા રાત્રિના વિભાગ કરી ધર્મ અર્થ અને કામનું નિયત સમયેજ સેવન કરતો, અને ધર્મને માટે નક્કી કરેલા સમયે અર્થકામનું, અર્થને માટે નક્કી કરેલા સમયે ધમકામનું અને કામને માટે નક્કી કરેલા સમયે ધર્મઅથનું સેવન કરતો નહીં.

[1]દશવર્ગ, [2]પંચવર્ગ, [3]ચતુર્વર્ગ, [4]સપ્તવર્ગ, [5]અષ્ટવર્ગ,

---

૧. मृगयाक्षो दिवास्वापः परिवादः स्त्रियो मदः ।
तौर्यत्रिकं वृथाट्या च कामजो दशको गणः॥मयां.१००-
६८ टीका

શિકાર, જુગાર, દિવસે નિદ્રા, પરનિન્દા, વ્યભિચાર, મદ્યપાન, ગીત, વાદ્ય, નૃત્ય, અને વૃથા પર્યટન, એને કામથી ઉત્પન્ન થતો દશવર્ગ ગણવામાં આવે છે.

૨. औदकं पार्वतं वार्क्षमैरिणं धान्वनं तथा ।
इति दुर्गं पञ्चविधं पञ्चवर्गं उदाहृतः ॥

જળદુર્ગ, પર્વતદુર્ગ, વૃક્ષદુર્ગ, ઐરિણદુર્ગ ( ખારી જમીન ઉપર બાંધેલો દુર્ગ ), અને ધાન્વનદુર્ગ (અરણ્યમાં બાંધેલો કિલ્લો), એ પાંચ પ્રકારના કિલ્લાઓને પંચવર્ગ કહે છે.

૩. साम दानं च भेदश्च दण्डश्चेति चतुर्गणः ॥
સામ, દાન, ભેદ, અને દણ્ડ, એને ચતુર્વર્ગ કહે છે.

૪. स्वाम्यमात्यश्च राष्ट्रं च दुर्गकोशौ बलं सुहृत् ।
परस्परोपकारीदं राज्यं सप्ताङ्गमुच्यते ॥

રાજા, અમાત્ય, રાષ્ટ્ર, દુર્ગ, ખજાનો, લશ્કર, અને મિત્રરાજાઓ, એ સાતને સપ્તવર્ગ કહે છે, અને આ સાત એકબીજાનાં ઉપકારક છે.

૫. पैशुन्यं साहसं द्रोहमीर्ष्या सूयार्थदूषणम् ।
वाग्दण्डयोश्च पारुष्यं क्रोधजोऽपि गणोष्टकः।

બીજાઓની કુથલી, સાહસ, કાવતરું, અદેખાઇ, પારકાના ગુણોમાં દોષદષ્ટિ, ઉડાઉપણું, કઠોરવાણી, અને ઉગ્રદણ્ડ, એને ક્રોધથી ઉત્પન્ન થતો અષ્ટવર્ગ ગણવામાં આવે છે.
૬ આ.

[1]ત્રિવર્ગ, [2]ત્રણવિદ્યાઓ, ઇન્દ્રિયજય, [3]ષાડ્ગુણ્ય, [4]દૈવમાનુષવ્યસન, [5]કૃત્ય, [6]વિંશતિવર્ગ, [7]પ્રકૃતિમંડળ, યાત્રા,

---

૧. ધર્મ, અર્થ અને કામ

૨. ત્રણ વેદ, વાર્તા ( કૃષિ પશુપાલન તથા વાણિજ્યના શાસ્ત્રો ), અને દણ્ડનીતિ ( અર્થશાસ્ત્ર, રાજનીતિશાસ્ત્ર ).

૩. સંધિ, વિગ્રહ, યાન ( કુચ ), આસન ( પડાવ ), દ્વૈધ ( શત્રુપક્ષમા ભેદ ), અને આશ્રય ( બીજા રાજાની મદદ ) એ ૭ ને ષાડ્ગુણ્ય કહે છે.

૪. આગ, જળની રેલ, રોગ, દુકાળ, અને મહામારી, આ પાંચ દૈવી આપત્તિઓ છે.

અધિકારીઓનો, ચોરોનો, શત્રુરાજ્યોનો, રાજાના માનીતા પુરૂષોનો, અને લોભી રાજાઓનો, એ પાચનો ઉપદ્રવ માનુષી આપત્તિ તરીકે ગણાય છે.

૫. જેને નિયમિત પગાર ન મળતો હોય તેવો, લોભી, માની, અપમાન પામેલો, ક્રોધાયમાન થયેલો, એકદમ છંછેડવામા આવેલો, ભય પામેલો, અને જેને ધમકી આપવામા આવી હોય તેવો, આવા આઠ પ્રકારના પોતાના માણસો શત્રુને મળી ન જાય તેની સંભાળ રાખવી, તથા શત્રુપક્ષના આવા માણસોને પોતાના પક્ષમાં લઇ લેવા, તેને કૃત્ય કહે છે.

૬. બાળક, વૃદ્ધ, દીર્ઘરોગી, જ્ઞાતિઓથી બહિષ્કૃત, બીકણ, જેનો પિતા બીકણ હોય તેવો, લોભી, લોભી માણસોથી વીંટાયલો, જેના ઉપરથી લોકોનો પ્રેમ ઉતરી ગયો હોય તેવો, વિષયાસક્ત, અવ્યવસ્થિત ચિત્તવાળો, મન્ત્રિઓની સલાહથી કરેલા નિશ્ચયને વળગી રહીને કામ નહીં કરનારો, દેવ અને બ્રાહ્મણનો નિંદક,

ભાગ્યહીન, પોતાના દેશમા નહીં રહેનારો, બહુ શત્રુઓવાળો, નસીબ ઉપર આધાર રાખીને બેસી રહેનારો, જેના દેશમા હમેશા દુકાળ પડતો હોય તેવો, જેના સૈન્યમા અસંતોષ ફેલાયલો હોય તેવો, મરણાભિમુખ, અને રાજનીતિને છોડીને કેવળ સત્ય અને ધર્મમાંજ આસક્ત રહેનારો, એવા વીસ પ્રકારના રાજાઓ જોડે કોઇ દિવસ સંધિ કરવી નહીં, પણ તેમની સાથે તો યુદ્ધ જ કરવું.

૭ બાર રાજાઓનુ એક મંડળ કહેવાય છે.

૧ વિજીગીષુ—મધ્યમા આવેલો રાજા.

૨ અરિ—વિજીગીષુના પ્રદેશના આગળના ભાગમા જેનું રાજ્ય આવેલુ હોય તે રાજા.

૩ મિત્ર—અરિના પ્રદેશના આગળના ભાગમા જેનું રાજ્ય આવેલુ હોય તે રાજા.

૪ અરિમિત્ર—મિત્રના પ્રદેશના આગળના ભાગમા જેનુ રાજ્ય આવેલુ હોય તે રાજા.

૫ મિત્રમિત્ર—અરિમિત્રના પ્રદેશના આગળના ભાગમા જેનું રાજ્ય આવેલુ હોય તે રાજા.

૬ અરિમિત્રમિત્ર—મિત્રમિત્રના પ્રદેશના આગળના ભાગમા જેનું રાજ્ય આવેલું હોય તે રાજા.

૭ પાર્ષ્ણિગ્રાહ—વિજીગીષુના પ્રદેશના પાછળના ભાગમા જેનું રાજ્ય આવેલું હોય તે રાજા.

૮ આક્રન્દ—પાર્ષ્ણિગ્રાહના પ્રદેશના પાછળના ભાગમા જેનું રાજ્ય આવેલુ હોય તે રાજા.

૯ પાર્ષ્ણિગ્રાહાસાર—આક્રન્દના પ્રદેશના પાછળના ભાગમા જેનું રાજ્ય આવેલું હોય તે રાજા.

[8]દંડવિધાન, અને [9]દ્વિયોની, એ સોળ બાબતોનો સંપૂર્ણ વિચાર કરી, રાજાએ જેમા પ્રવૃત્ત થવા જેવું હોય તેમાં પ્રવૃત્ત થવું, અને જેમાંથી નિવૃત્ત થવા જેવું હોય તેમાંથી નિવૃત્ત થવું.

---

૧૦ આક્રન્દાસાર–પાર્ષ્ણિગ્રાહાસારના પ્રદેશના પાછળના ભાગમાં જેનું રાજ્ય આવેલું હોય તે રાજા.
૧૧ મધ્યમ–વિજીગીષુ અને અરિ એ એના પ્રદેશની વચ્ચે આવેલા પ્રદેશનો રાજા.
૧૨ ઉદાસીન–આ બધા રાજાઓના પ્રદેશોની બહારના પ્રદેશનો રાજા.

ચઢાઇ કરવાના પાચ પ્રકાર નીચે પ્રમાણે છે:—

પાર્ષ્ણિગ્રાહ વિગેરેની જોડે વિગ્રહ કરીને શત્રુ ઉપર ચઢાઇ કરવી તેને **વિગૃહ્યયાન** કહે છે. તેઓની સાથે સંધિ કરીને શત્રુ ઉપર ચઢાઈ કરવી તેને **સંધાયયાન** કહે છે. પાર્ષ્ણિગ્રાહ વિગેરે સામન્તોને સાથે રાખી શત્રુ ઉપર ચઢાઇ કરવી તેને **સંભૂયયાન** કહે છે. યાત્રાનું બહાનું કાઢી શત્રુ ઉપર ચઢાઇ કરવી તેને **પ્રસંગયાન** કહે છે. અને શત્રુ બળવાન્ હોવાથી તેના મિત્રો ઉપર ચઢાઇ કરવી તેને **ઉપેક્ષ્યયાન** કહે છે.

૮ જુદી જુદી વ્યૂહ રચનાઓ:—મકર, શ્યેન, સૂચી, શકટ, વજ્ર, સર્વતો ભદ્ર, ચક્ર અને વ્યાલ, એવા આઠ પ્રકારના વ્યૂહો હોયછે.

૯ દ્વિયોની એટલે સંધિ તથા વિગ્રહ. સંધિ વિગ્રહાદિ ૭ ગુણોમાં સંધિ અને વિગ્રહ બીજા બેઐ ગુણોના મૂળ છે. શત્રુપક્ષમા ભેદ કરવાથી તથા બીજા રાજાનો આશ્રય લેવાથી શત્રુ સાથે સંધિ થઇ શકે છે, અને શત્રુ ઉપર ચઢાઇ કરવાથી તથા શત્રુના પ્રદેશ આગળ પડાવ નાખવાથી તેની સાથે વિગ્રહ થઈ શકે છે.

નાસ્તિક્ય, અસત્ય, ક્રોધ, પ્રમાદ, ઢીલ, વિદ્વત્સમાગમનો અભાવ, આલસ્ય, વિષયાસક્તિ, સમર્થ મંત્રિની સલાહ વગર રાજકાર્યનો નિર્ણય, મૂર્ખની સાથે મંત્રનિર્ણય, મંત્રિઓ સાથે મસલત કરી નિશ્ચિત કરેલાં કાર્યોનો અનારંભ, મંત્રભેદ, મંગલ કાર્યોમાં અપ્રવૃત્તિ, ચોતરફ એકી વખતે ચઢાઇ, આ ચૌદ દોષોથી રાજાએ મુકત રહેવું.

જરૂર પડે ત્યારે રાજાએ મિત્ર રાજ્યોને મદદ કરવી. રાજાએ પોતાના ઉત્સવોમાં પ્રજાવર્ગને ભાગીદાર બનાવવો; અને પ્રજાને પોતાની સંતતિ જેવી ગણીને તેનું પાલન કરવું. પ્રજાનું મન રંજન કરવામાંજ રાજાના જન્મનું સાફલ્ય મનાયું છે. રાજાએ અધિકારીઓને, લશ્કરના માણસોને, તથા કારીગરોને, તેમની સેવાની કદર કરી, માન તથા પારિતોષિક આપવાં અને તેમને સંતુષ્ટ રાખવા.

રાજા બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય શૂદ્ર અને નિષાદ એ પાંચે વર્ણનો યોગ્ય સત્કાર કરતો, અને આ પાંચે વર્ણો રાજાને રાષ્ટ્ર સંરક્ષણને માટે જોઈતી મદદ કરતા. જો કે રામાયણના સમયમાં આ પાંચે વર્ણો આપણી નજરે પડે છે, તો પણ જનપદમાં નિવાસ કરનારા તો ચારજ વર્ણો હતા, અને અશ્વમેધાદિ યજ્ઞ જેવા પ્રસંગોમાં રાજા પોતાના મિત્રરાજાઓને તથા આ [1]ચાર

---

[1] ब्राह्मणान् क्षत्रियान् वैश्यान् शूद्रांश्चैव सहस्रशः ।
समानयस्व सत्कृत्य सर्वदेशेषु मानवान् ॥बाल.१३-२१.
दातव्यमन्नं विधिवत्सत्कृत्य न तु लीलया ।
सर्वे वर्णा यथा पूजां प्राप्नुवन्ति सुसत्कृताः॥बाल.१३-१४

વર્ણોનેજ બોલાવતો, અને તે ચારે વર્ણોનો ધનધાન્યથી સત્કાર કરતો, એમ આપણા જોવામાં આવે છે.

જો કે આવી રીતે યજ્ઞાદિ પ્રસંગે નિષાદવર્ણને આમંત્રણ કરવામાં આવતું ન હતું, તોપણ તેમના રાજાની સાથે જાનપદ રાજાઓ ઘણા સ્નેહભાવથી વર્તતા, અને મૈત્રીનો સંબંધ રાખતા. જ્યારે [1]કોસલ દેશની સીમાનું ઉલ્લંઘન કરીને રામચંદ્ર ગંગા નદીને કિનારે આવી પહોચ્યા, ત્યારે ત્યાં આગળ તેમને [2]નિષાદરાજ ગુહનો સમાગમ થયો. નિષાદરાજને દૂરથી આવતો જોઇ રામચંદ્ર તેને સામા મળવા ગયા, અને બેઉ જણ એકબીજાની જોડે ભેટી પડયા. પછી ગુહે રામચંદ્રનો અર્ઘ્યાદિથી સત્કાર કર્યો, અને પોતાના સચિવ પાસે ઉત્તમ નાવ મંગાવી તેમાં બેસાડીને રામચંદ્ર સીતા તથા લક્ષ્મણને ગંગા નદીને દક્ષિણ કિનારે ઉતાર્યાં. રામચંદ્રને પાછા અયોધ્યા તેડી લાવવા નીકળેલા ભરતને પણ આખા સૈન્ય સાથે આ નિષાદ

---

૧. આ કોસલ દેશનું રાજ્ય મનુએ પોતાના પુત્ર ઇક્ષ્વાકુને આપ્યું હતું, અને તેથી અયોધ્યાનો પહેલો રાજા ઇક્ષ્વાકુ થયો હતો.

स महीं मनुना राज्ञा दत्तामिक्ष्वाकवे पुरा।
स्फीतां राष्ट्रवृतां रामो वैदेहीमन्वदर्शयत्॥अयो. ४९-१२

२ तत्र राजागुहो नाम रामस्यात्मसमः सखा ।
निषादजात्यो बलवान् स्थपतिश्चेति विश्रुतः॥अयो.५०३३.
ततो निषादाधिपतिं दृष्ट्वा दूरादुपस्थितम् ।
सहसौमित्रिणा रामः समागच्छद्गुहेन सः । " ५०-३५
तमार्तः संपरिष्वज्य गुहो राघवमब्रवीत् ॥ " ५०-३६

રાજાએ ગંગા નદીની પેલી પાર ઉતાર્યા હતા. આ પ્રમાણે જાનપદરાજાઓને નિષાદરાજાઓ અનેક રીતે મદદ કરતા, અને જાનપદરાજાઓ પણ તેમની સાથે મૈત્રીનો સંબંધ રાખતા.

આવી રીતે રાષ્ટ્રની દરેક વ્યક્તિ ઉપર સમભાવ રાખી પ્રસંગે પ્રસંગે દરેક વ્યક્તિનો યોગ્ય સત્કાર કરી રાજા રાષ્ટ્રનું, સંઘટ્ટન કરતો અને રાષ્ટ્રને બળવાન્ બનાવતો.

રાજા પોતાની પાસે સારા નિષ્ણાત વૈદ્યોને તથા જ્યોતિષિઓને રાખતો, અને તેઓ રાજા પ્રજાને પોતાના જ્ઞાનનો લાભ આપતા. મનુષ્યો કરતાં તે વખતે વાનરોમાં ઔષધિઓનું જ્ઞાન વિશેષ ફેલાયલું હતું. આ વાનરો મહૌષધિઓનું જ્ઞાન ધરાવતા હતા, અને [1]મૂર્છિત મનુષ્યોને નાક વાટે ઔષધિરસ પાઇ તેની ચિકિત્સા કરતા. રાજા દૈવજ્ઞ જ્યોતિષિઓ પાસેથી પોતાનું તથા પોતાના કુટુંબનું ભાવિ શુભાશુભ જાણી લઇ પહેલેથી બધી યોગ્ય વ્યવસ્થા કરતો. પોતાના જન્મનક્ષત્ર[2] ઉપર સૂર્ય મંગળ રાહુ એ ત્રણ દારૂણગ્રહ આવેલા હોવાથી પરિણામ ભયંકર આવશે, એવું જ્યોતિષિઓ પાસેથી જાણીને દશરથ રાજાએ રામચંદ્રને ગાદી સોંપી દેવાનો નિશ્ચય કર્યો હતો.

---

१ युद्धकाण्ड. सर्ग १०१.

२. अवष्टब्धं च मे राम नक्षत्रं दारुणग्रहैः ।
आवेदयन्ति दैवज्ञाः सूर्याङ्गारकराहुभिः ॥ 'अयो ५-१८
प्रायेण च निमित्तानामीदृशानां समुद्भवे ।
राजा हि मृत्युमाप्नोति घोरां चापदमृच्छति ॥" ५-१९

## ૪. [1]રાજકુમારોના ધર્મો.

રાજકુમારો વિદ્યાવિનય સંપન્ન થઈને લોકહિત કરવાને સમર્થ બને, તે માટે ઉપનયન સંસ્કાર થયા પછી તેમને કુલગુરૂને સોંપી દેવામાં આવતા. ગુરૂને ત્યાં રહીં રાજકુમારો વેદ, તેનાં છ અંગ, ધનુર્વેદ, રાજનીતિશાસ્ત્ર, તથા લલિતકલાઓનું જ્ઞાન સંપાદન કરતા. તેમને હાથીઘોડા ઉપર બેસતાં શીખવાડવામાં આવતું, અને હાથીઘોડા ઉપર બેસી ધનુષ્ય બાણ લઈ જંગલોમાં શિકાર કરવા માટે તેમને મોકલવામાં આવતા. તેમને ચલલક્ષ્યનો વેધ કરવાની તથા શબ્દવેધની તાલીમ આપવામાં આવતી, અને યુદ્ધને પ્રસંગે રથને કેવી રીતે હાંકવો, તથા રથમાં બેસીને કેવી રીતે યુદ્ધ કરવું, તેનું પણ જ્ઞાન તેમને આપવામાં આવતું. માતાપિતા તથા ગુરૂની આજ્ઞા પ્રમાણે વર્તવું એજ પરમ ધર્મ છે એમ તેઓ માનતા, અને પોતાના સદ્વર્તનથી આ ત્રણને સંતોષ આપવામાં જ પોતાના જીવનનું સાફલ્ય ગણતા. રાજકુમારોના શિક્ષણની સમાપ્તિ ૧૬ મે વર્ષે થતી, અને તે સમયે તેમને કેશાંત સંસ્કાર કરવામાં આવતો. ૧૬ વર્ષની વય થયા પછી તેમને યુદ્ધમાં મોકલવા લાયક ગણવામાં આવતા.

---

૧. बालकाण्ड सर्ग १८.

ઉપનયન થયા પછી તરતજ વેદનો આરંભ થતો હોવાથી, દરેક વર્ણના બાળકને ઉપનયન પહેલાં વિવિધ લિપિઓનું તથા ગણિતનું જ્ઞાન આપવામા આવતું હશે, એમ આપણે અનુમાન કરી શકીએ છીએ. જુઓ પ્રકરણ ૬.

આટલું શિક્ષણ પૂરું થયા પછી, રાજા તેમને માટે યોગ્ય કન્યા પસંદ કરી તેમનું લગ્ન કરતો. ઘણે પ્રસંગે તો રાજકુમારો પિતાની અનુજ્ઞા લઈ સ્વયંવરોત્સવોમા જઇ પોતાનુ પરાક્રમ પ્રકટ કરી ક્ષત્રિય કન્યાઓની સાથે લગ્ન કરતા. આવી રીતે લગ્ન થયા પછી રાજા તેમને રાજકારભારમા જોડતો, અને જુદા જુદા આચાર્યો, મહારથીઓ, તથા અનુભવી અધિકારીઓના સમાગમમા રાખી, તેમના જ્ઞાનમાં તથા અનુભવના વૃદ્ધિ થાય તેવી યોજના કરતો. [1]વાલ્મીકિએ આદર્શ રાજકુમાર તરીકે રામચંદ્રનુ નીચે પ્રમાણે વર્ણન કરેલું છે –

'પોતાના ચારે પુત્રોમા શ્રેષ્ઠ રામચંદ્ર ઉપર દશરથ રાજાની વિશેષ પ્રીતિ હતી. રામચંદ્ર દેખાવમાં ઘણાજ સુંદર હતા, તેમજ બળવાન્ તથા ગુણજ્ઞ હતા. હમેશા રામચંદ્ર સૌની સાથે સ્મિતપૂર્વક સૌમ્ય સ્વરથી ભાષણ કરતા, અને કોઇ માણસ તેમને કઠોર વચન કહેતો, તો તે કાંઇ પણ બોલ્યા વગર સાંભળી રહેતા. જેણે તેમના સેંકડો અપરાધો કર્યા હોય, તેવો માણસ પણ જો તેમની ઉપર એકાદ ઉપકાર કરતો, તો તેનાથી તેઓ સંતોષ પામતા, અને પૂર્વે કરેલા અપકારોને સંભારતા નહીં. તેઓ વેદ અને રાજનીતિનાં તત્ત્વો સમજવા સારૂ શીલવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ અને વયોવૃદ્ધ સત્પુરૂષો સાથે પોતાનો અવકાશનો વખત ગાળતા, અને હમેશાં શસ્ત્રાસ્ત્ર વિદ્યામા પૂર્ણતા પ્રાપ્ત કરવા માટે તત્પર રહેતા. પોતાને મળવા આવનાર માણસોને પ્રથમ પોતેજ મધુર વચનો બોલીને આવકાર આપતા, અને પોતાના

१ अयोध्याकाण्ड सर्ग १.

સામર્થ્યનું લેશ પણ અભિમાન રાખતા નહીં. તેઓ કોઇ દિવસ અસત્ય બોલતાં નહીં, અને માતા પિતા ગુરૂ તથા વૃદ્ધ પુરૂષોને હમેશા માન આપતા. તેઓ પ્રજાવર્ગ ઉપર ઘણી પ્રીતિ રાખતા, અને પ્રજાવર્ગની પણ તેમના ઉપર પ્રીતિ હતી. તેઓ દયાળુ હતા, અને ગરીબોને જોઇતી મદદ કરતા. વેદધર્મને જાણનાર પવિત્ર રામચંદ્ર બ્રાહ્મણોને માન આપતા, ધર્મવિરૂદ્ધ આચરણ કરનાર દુર્જનોનો નિગ્રહ કરતા. પોતાના પૂર્વજો પ્રમાણે તેઓ પણ ક્ષાત્રધર્મનેજ પરમ શ્રેયસ્કર માનતા, અને કદી પણ ધર્મવિરૂદ્ધ આચરણ કરવામાં પ્રવૃત્ત થતા નહીં. એટલુંજ નહીં પણ કોઇ ધર્મ વિરૂદ્ધ વાત કરે, તે પણ તેઓ સાંભળતા નહીં. તેઓ બૃહસ્પતિ જેવા વકતા હતા, અને પોતાના મતના સમર્થન માટે એક પછી એક પ્રમાણ આપી સામાનું સમાધાન કરતા. તે નિરોગી, પ્રચંડ આકૃતિવાળા, તરૂણ, સર્વની સાથે સયુક્તિક અને મધુર ભાષણ કરનારા, દેશકાળને સમજનારા, સારા નઠારા માણસોની પરીક્ષા કરનારા, અને શાસ્ત્રીય તથા લૌકિક વ્યવહારમાં કુશળ હતા. તેમજ જુદા જુદા સમયાચારનું પણ તેમણે સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. તેમની મુખાકૃતિ ઉપરથી કોઇપણ તેમના મનની વાત સમજી શકતું નહોતું. મન્ત્રને ગુપ્ત રાખવામાં તેઓ સમર્થ હતા. વ્યાજબી કારણસર કદાપિ તેમને હર્ષ અથવા ક્રોધ થતો, તો તે નિષ્ફળ જતો જ નહીં. અર્થાત્ જેની ઉપર તે પ્રસન્ન થતા તેને ન્યાલ કરી દેતા, અને જેની ઉપર તેમને ક્રોધ થતો તેને ત્વરતજ યોગ્ય દંડ દેતા. તેઓ ન્યાયથી દ્રવ્ય પ્રાપ્ત કરવાનો તથા સત્પાત્રને દાન કરવાનો સમય જાણતા હતા. ધર્મ અને

અર્થમાં ,તેઓ કદી પણ પ્રમાદ કરતા નહીં. ગુરૂજનો ઉપર તેઓ દૃઢ ભક્તિ રાખતા અને કોઇપણ વાતનો દુરાગ્રહ કરતા નહીં. તેઓ ન્યાયથી દ્રવ્ય સંપાદન કરીને પોતાના ભૃત્યવર્ગનું પોષણ કરવામાં તત્પર રહેતા. તેઓ આવક વધારવાના ઉપાયોનું તથા ધર્મ્ય વ્યય કરવાના સ્થાનોનું જ્ઞાન ધરાવતા. મિશ્ર ભાષાઓના સાહિત્યમા, તથા લલિત કલાઓમાં તેઓ નિપુણ હતા, તેમજ હાથી ઘોડાઓને કેળવવામાં તથા તેમની ઉપર બેસવામાં પણ તેઓ ઘણા પ્રવીણ હતા, અને ધનુર્વેદ જાણનારા વીરોમાં તેમને અતિરથ ગણવામા આવતા. શત્રુ ઉપર ચઢાઇ કરવામાં, શત્રુ સાથે યુદ્ધ કરવામાં, તથા જુદા જુદા પ્રકારની વ્યૂહ રચનાઓ કરવામાં પણ તેઓ ઘણા કુશળ હતા.'

ઉપર જણાવેલા ગુણો સંપાદન કરીને પ્રજાની સંપૂર્ણ પ્રીતિ મેળવવી એ રાજકુમારોનો મુખ્ય ધર્મ ગણાતો હતો.

જ્યારે રામચંદ્રનો યૌવરાજ્યાભિષેક કરવા મહાપરિષદે અનુમતિ આપી, ત્યારે દશરથે ફરીથી પૂછ્યું, કે 'હુ [1]ધર્મથી રાજ્ય ચલાવું છું, છતાં તમે રામચંદ્રનો યૌવરાજ્યાભિષેક થાય એવી ઇચ્છા કેમ રાખો છો?' આના જવાબમાં રાજાઓએ તથા પૌરજાનપદોએ જણાવ્યું કે 'હે રાજા, દેવની બરોબરી કરી શકે એવા તમારા બુદ્ધિશાળી અને ઇન્દ્રના જેવા પરાક્રમી પુત્ર રામચંદ્ર ઇક્ષ્વાકુકુળના બધા રાજાઓ કરતા પણ વધી જાય

---

૧ कथं नु मयि धर्मेण पृथिवीमनुशासति ।
भवन्तो द्रष्टुमिच्छन्ति युवराज महाबलम् ॥अयो. २-२६

તેવા છે. રામચંદ્ર સજ્જન છે અને સત્યપરાયણ છે. સાક્ષાત ધર્મ અને રાજ્યલક્ષ્મી તેમને પ્રસન્ન છે. પ્રજાને સુખ આપવામાં તેઓ ચંદ્ર જેવા, લોકોના અપરાધ ક્ષમા કરવામા પૃથ્વી જેવા, બુદ્ધિમાં બૃહસ્પતિ જેવા, અને બળમાં સાક્ષાત્ ઇન્દ્ર જેવા છે. તેઓ ધર્મજ્ઞ, સત્ય પ્રતિજ્ઞાવાળા, શીલસંપન્ન, કોઈની અસૂયા નહીં કરનાર, પ્રિય બોલનાર, સત્યવાદી, બહુશ્રુત અને વૃદ્ધ બ્રાહ્મણોના ઉપાસક છે, અને તેને લીધે તેમની અતુલ કીર્તિ યશ અને તેજ વધતું જાય છે. સર્વ દિવ્ય, આસુર, અને માનુષ અસ્રોમાં તેઓ કુશળ છે, તેમજ વેદ વેદાંગનું યથાર્થ જ્ઞાન ધરાવે છે. તેઓ વિદ્યાવ્રતસ્નાતક છે. ગાન્ધર્વવેદમાં તેઓ સૌથી શ્રેષ્ઠ છે, અને મહા બુદ્ધિશાળી તથા ઉદાર છે. ધર્મ અને અર્થ-શાસ્ત્રનું સંપૂર્ણ શિક્ષણ તેમણે ઋષિઓ પાસેથી મેળવ્યું છે. કોઈ ગામ અથવા નગરના રક્ષણને માટે જ્યારે તેઓ સંગ્રામ કરવા જાય છે, ત્યારે જય મેળવ્યા વગર પાછા ફરતા નથી! સંગ્રામમાંથી હાથી ઉપર તથા ઘોડા ઉપર બેસીને જ્યારે પાછા ગામમાં આવે છે, ત્યારે ગામના લોકોને પોતાના સ્વજન જેવા ગણીને કુશળ સમાચાર પૂછે છે. તેઓ માણસોના દુઃખથી અતિશય દુઃખી થાય છે, અને તેમના સર્વ ઉત્સવોથી પ્રસન્ન થાય છે તેઓ દરેકની સાથે સ્મિતપૂર્વક ભાષણ કરે છે, અને સદા સર્વદા ધર્મનોજ આશ્રય લે છે. તેઓ લોકનું કલ્યાણ થાય તેવાજ ઉપાયોની યોજના કરે છે, અને તેમનાં શૌર્ય વીર્ય અને પરાક્રમને લીધે લોકોને તેઓ બહુ ગમે છે. પ્રજાનું પાલન કરવામાં યોજાયલા રામચંદ્રનું મન કદી પણ રાગદ્વેષ-વાળું થતું નથી. આખા રાષ્ટ્રની પ્રજા રામચંદ્રનું બળ આરોગ્ય

અને દીર્ઘાયુષ ઇચ્છે છે, અને આખા રાષ્ટ્રની સર્વ વૃદ્ધ અને તરૂણ સ્ત્રીઓ રામચંદ્ર બળ આરોગ્ય તથા દીર્ઘાયુષ પ્રાપ્ત કરે, તે માટે સાંજ સવાર એકાગ્રચિત્તથી દેવોની સ્તુતિ કરે છે'

## ૫ પ્રજાના ધર્મો.

રામાયણના સમયમા જુદા જુદા રાજાઓનુ ક્ષત્રિયોનું તથા વૈશ્યોનુ પૌરોહિત્ય સ્વીકારી ઘણા બ્રાહ્મણો અરણ્યવાસ છોડી નગરોમાં તથા ગામોમા આવીને વસેલા આપણા જોવામાં આવે છે, તેથી તે સમયે બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્ર આ ચારે વર્ણોનો પ્રજાવર્ગમા સમાવેશ થતો હતો. અરણ્યમાં નિવાસ કરનાર ઋષિવર્ગ રાજાથી સ્વતંત્ર હતો તેમજ વેદમાં જણાવેલો પાચમો નિષાદવર્ણ પણ જાનપદરાજાઓથી સ્વતંત્ર હતો, અને તે પોતાના વર્ણનો રાજા નીમી પોતાનુ રક્ષણ કરતો.

પ્રજાવર્ગને ત્રણ પ્રકારના કાયદાઓને અનુસરીને ચાલવું પડતુ. પહેલો વેદધર્મ અથવા ઈશ્વરી કાયદો એટલે શાસ્ત્રાચાર, બીજો વ્યવહાર અથવા લૌકિકાચાર અને ત્રીજો સમયાચાર. વેદધર્મ અથવા ઇશ્વરી કાયદા વિરૂદ્ધ વર્તન કરનાર બ્રાહ્મણ ને પુરોહિત યોગ્યશિક્ષા કરતો, અને બાકીના વર્ણોને રાજા પોતે યોગ્ય દંડ દેતો રાજનીતિશાસ્ત્રને ધોરણે વ્યવહાર અથવા લૌકિકાચાર ઠરાવવામા આવતો હતો, અને તેને અનુસરીને રાજા લોકોના જુદા જુદા પ્રકારના લેવડ દેવડ વિગેરેના દાવાઓ ચૂકવતો, અને અપરાધીઓને યોગ્ય શિક્ષા કરતો નગરના અથવા ગામના વતનીઓ પોતાની સ્થાનિક વ્યવસ્થા માટે

સર્વાનુમતે જે નિયમ ઘડતા, તેને સમયાચાર કહેવામાં આવતો. સમયાચાર વિરૂદ્ધ વર્તન કરનાર ને ગ્રામવૃદ્ધો યોગ્ય શિક્ષા કરતા.

વેદધર્માનુસાર બ્રાહ્મણો અધ્યાપન તથા યજનથી પોતાનો નિર્વાહ કરતા. ક્ષત્રિયો શસ્ત્રાસ્ત્ર ધારણ કરી જુદા જુદા અધિકારીઓ તરીકે કામ કરીને અથવા લશ્કરમાં જોડાઇને પોતાને મળતા ભક્ત ( ખોરાકી ) અને વેતન ( પગાર ) ઉપર પોતાનો નિર્વાહ ચલાવતા.વૈશ્યો ખેતીવાડી, પશુપાલન તથા ગણ (મંડળ) ના રૂપમાં એકઠા મળી, જળ તથા સ્થળ માર્ગે વ્યાપાર કરીને પોતાનો નિર્વાહ ચલાવતા. અને શૂદ્રો હુન્નર, ઉદ્યોગ, શિલ્પ તથા વિવિધ કળાઓથી પોતાનો નિર્વાહ ચલાવતા, તેમજ ચારે વર્ણોને ત્યાં નોકર તરીકે પણ આ વર્ણ કામ કરતો.

રામાયણના સમયમાં પણ વેદ અથવા ઇશ્વરી કાયદાનું જ્ઞાન બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રૈવર્ણિક પ્રજાને ઉપયોગી હોવાથી તેમને આપવામાં આવતું, અને ઉપવેદોનું તથા કળાઓનું જ્ઞાન સર્વ વર્ણોને આપવામાં આવતું. બ્રાહ્મણો સર્વે વર્ણનાં બાળકોને મફત શિક્ષણ આપતા, અને રાજાઓ તથા તેમના અધિકારીઓ સર્વને મફત ન્યાય આપતા. આવી રીતે રામાયણનાં સમયમાં પ્રજાને શિક્ષણ તથા ન્યાય મફત મળતાં, અને દરેક વર્ણ પોતપોતાનાં કર્મોથી સંતુષ્ટ હોવાને લીધે રાષ્ટ્ર દરેક રીતે સમૃદ્ધ બનતું.

આવી રીતે વેદધર્મને અનુસરીને વર્તવું, એ પ્રજાનું મુખ્ય કર્તવ્ય ગણાતું હતું.

રાજાની આજ્ઞાનું પાલન કરવું તથા રાજભક્તિ રાખીને રાજાને પોતાનાથી બને તેવી મદદ કરવા તત્પર રહેવું, એ પ્રજાનું બીજું કર્તવ્ય ગણાતું હતું.

રાષ્ટ્રને આચાર્યો, યોદ્ધાઓ, જમીનદારો તથા કોટયાધિપ વ્યાપારીઓ અને કારીગરો પુરા પાડનાર ઉપર જણાવેલા ચાર વર્ણો હતા. તેમાંથી જમીનદારો તથા કોટયાધિપ વ્યાપારીઓ રાષ્ટ્રના સંરક્ષણ માટે જોઈએ તેટલું દ્રવ્ય રાજાને આપતા, અને રાજા આચાર્યો યોદ્ધાઓ અને કારીગરોમાં તેમની યોગ્યતા પ્રમાણે દાન દક્ષિણા ભકત તથા વેતનના રૂપમાં વહેંચી આપતો. આ વ્યવસ્થાથી રાષ્ટ્રનો દરેક માણસ [1]વિદ્વાન્, ધનવાન્, નીતિમાન્, કર્તવ્યનિષ્ઠ, આસ્તિક કૃતજ્ઞ અને શૂરવીર બનતો, અને આવા સદ્ગુણોવાળી પ્રજાને લીધે રાજા સાર્વભૌમઐશ્વર્ય ભોગવતો.

જો કે સામાન્ય રીતે પ્રજાવર્ગ રાજાને એક [2]મનુષ્ય તરીકે જ ગણતો, તોપણ વેદધર્મ તથા રાજનીતિશાસ્ત્રને અનુસરીને રાજ્ય કરનાર રાજાઓને તેમના લોકોત્તર ચારિત્ર્યને લીધે પ્રજાવર્ગ દેવ જેટલું માન આપતો, અને તેવા રાજાના સુખ દુઃખમાં ભાગીદાર બનતો. રામચંદ્ર વનમાં ગયા

---

१ वर्णेष्वत्रयचतुर्थेषु देवताऽतिथिपूजका. ।
कृतज्ञाश्च वदान्याश्च शूरा विक्रमसंयुताः ॥ बाल ६-१७

२. राजानं मानुषं प्राहुर्देवत्वे संमतो मम ।
यस्य धर्मार्थसहितं वृत्तमाहुरमानुषम ॥ अयो.

તેમની પછવાડે પોતાનાં ઘરબાર છોડીને વનમાં જવાને પ્રજાવર્ગ પણ તૈયાર થયો હતો. પણ ગુપ્ત રીતે રામચંદ્ર આગળ ચાલ્યા જવાથી તે પાછો અયોધ્યામા આવીને રહ્યો. પણ રામચંદ્ર વનવાસ ભોગવીને પાછા આવ્યા ત્યાં સુધી તે વર્ગે સર્વ પ્રકારના ઉત્સવો તજી દીધા હતા, અને રામચંદ્રના રાજ્યાભિષેક સમયે ઉત્સાહપૂર્વક તેમાં ભાગ લઇને પોતાની રાજભક્તિ જણાવી હતી.

આપણે આગળ જણાવી ગયા, કે યજ્ઞાદિને પ્રસંગે રાજા ચારે વર્ણોનું આમંત્રણ કરતો, અને ચારે વર્ણોનો યોગ્ય સત્કાર કરતો. અર્થાત્ રાજા તરફથી શૂદ્રવર્ણનો પણ સત્કાર કરવામાં આવતો રાષ્ટ્રની ભૌતિક સમૃદ્ધિનો મુખ્ય આધાર વૈશ્ય તથા શૂદ્ર વર્ણો ઉપર હતો. વૈશ્યો ખેતીવાડી અને પશુપાલન કરાવી તથા વ્યાપાર કરી દ્રવ્ય મેળવતા, અને ગણના રૂપમાં એકત્ર મળીને સ્થળ માર્ગે તથા જળ માર્ગે દૂર દેશોમાં જઇ પોતાના રાષ્ટ્રમાં ઉત્પન્ન થયેલો માલ વેચી અમૂલ્ય રત્નો તથા હિરણ્ય વિગેરે લાવતા, અને તેમાંથી રાજાને ધારણ કરવા લાયક રત્નો તથા નૂતન વસ્તુઓ રાજ્યાભિષેક જેવા પ્રસંગોએ તેને ભેટ કરતા. શૂદ્રો[1] ખેડુતનું રણારીનું, ભોમીયાનું, સ્થપતિનું

---

१ अथ भूमिप्रदेशज्ञाः सूत्रकर्मविशारदाः ।
स्वकर्माभिरताः शूराः खनका यन्त्रकास्तथा ॥ अयो. ८०
कर्मान्तिकाः स्थपतयः पुरुषा यन्त्रकोविदः ।
तथा वर्धकयश्चैव मार्गिणो वृक्षतक्षकाः ॥
सूपकाराः सुधाकारा वंशचर्मकृतस्तथा ।
समर्था ये च द्रष्टारः पुरतश्च प्रतस्थिरे ॥

(ઇજનેરનું), સુતારનુ, લુહારનું, રસોઇઆનું, મોચીનું, વાંસફોડાનું, કઠિયારાનું, યંત્રો બનાવવાનું, લુગડા વણવાનું, સીવવાનું તથા ગુંથવાનું, મદ્ય બનાવવાનું વિગેરે તમામ કામો કરતા, અને આવા સ્વતંત્ર કામો જેને આવડતા નહીં, તેઓ ભકત (ખોરાકી) તથા વેતન (પગાર) લઇને ત્રૈવર્ણિકને ત્યા નોકર રહેતા. આવી રીતે આ વર્ગ પોતાનુ કર્તવ્ય કરીને રાષ્ટ્રની સેવા બજાવતો, અને રાષ્ટ્રનું અનાજ કપડા લત્તા વિગેરેથી પોષણ કરતો.

પરમ વિશુદ્ધ ચારિત્ર્યવાળા શ્રીરામચંદ્રે પોતે વેદધર્મનું પાલન કરી, વેદધર્મ તથા રાજનીતિ અનુસાર પ્રજાને પોતાના કર્તવ્ય પરાયણ કરી ન્યાયથી તેનું રક્ષણ કરી પ્રજાની એટલી બધી પ્રીતિ તથા ભકિત સંપાદન કરી, કે હજી સુધી પણ ઘેરેઘેર તેમને દેવ તરીકે માનીને તેમની પ્રતિમાઓનું પૂજન અને તેમના પવિત્ર નામનુ તથા લોકોત્તર ગુણોનું ગાન, હરહંમેશ ભાવપૂર્વક આખા ભારતવર્ષમા કરવામા આવે છે.

# પ્રકરણ ૪ થું.

## સ્મૃતિઓના સમયમાં રાજ્યતંત્રમાં થયેલો ફેરફાર.

રામાયણના સમય સુધી રાજાઓ વેદ તથા રાજનીતિ-શાસ્ત્રનું અધ્યયન કરી તેના સિદ્ધાન્તોને અનુસરીને રાજ્યતંત્ર ચલાવતા હતા, એમ આપણે આગળ જણાવી ગયા છીએ. તે સમયના રાજપુત્રોના શિક્ષણક્રમમાં ધર્મશાસ્ત્રો અથવા સ્મૃતિઓનો અંતર્ભાવ થયેલો આપણા જોવામાં આવતો નથી, તેથી ધર્મશાસ્ત્રો અથવા સ્મૃતિઓ રામાયણની પછીના કાળમા અસ્તિત્વમાં આવ્યાં હોવાં જોઇએ, એમ આપણે અનુમાન કરી શકીએ છીએ. વ્યાસનાં [1]બ્રહ્મસૂત્રમાં તથા જૈમિનિનાં મીમાંસા-સૂત્રમાં 'अनुमान' તથા 'स्मृति' એ બે શબ્દો ધર્મશાસ્ત્રના અર્થમાં વપરાયલા આપણા જોવામાં આવે છે.

---

૧. शब्द इति चेन्नातः प्रभवात्प्रत्यक्षानुमानाभ्याम् ।
ब्र. सू. अ. १-३-२८
अनियमः सर्वासामविरोधः शब्दानुमानाभ्याम् ।
ब्र. सू. अ. ३-३-३१
विरोधे त्वनपेक्षं स्यात् । असति ह्यनुमानम् ।
जैमिनीयसूत्र ३-३-३१
स्मृत्यनवकाशदोषप्रसङ्ग इति चेन्नान्यस्मृत्यनवकाशदो-
षप्रसङ्गात् । ब्र. सू. अ. २-१-१

વેદકાળના તથા રામાયણના કાળના રાજાઓએ તથા ઋષિઓએ મનુષ્યોના ચાતુર્વર્ણ્ય ધર્મો સંબધી જે જે અનુમાનો, વેદમા જણાવેલા દેવોના ચાતુર્વર્ણ્ય ઉપરથી કર્યા હશે, તેમના સ્મરણ ઉપરથી રામાયણ પછીના કાળના બ્રાહ્મણોએ જે ગ્રંથો બનાવ્યા, તે 'અનુમાન' અથવા 'સ્મૃતિ'ના નામથી પ્રસિદ્ધ થયા હોવા જોઇએ.

મનુએ કરેલા અનુમાનોના સ્મરણ ઉપરથી ચાતુર્વર્ણ્ય ધર્મોનુ અને રાજનીતિશાસ્ત્ર ઉપરથી વ્યવહારનું પ્રતિપાદન કરી, ભૃગુએ ભૃગુસંહિતા બનાવી હોવી જોઇએ, જે હાલ માનવધર્મશાસ્ત્ર તરીકે પ્રસિદ્ધ છે આજ પ્રમાણે બીજી પણ સ્મૃતિઓ રામાયણના પછીના કાળમા રચાયલી હોવી જોઇએ યોગી શ્રેષ્ઠ યાજ્ઞવલ્કયના સમય સુધીમા આવી ૨૪ વેદધર્મને અનુસરનારી સ્મૃતિઓ પ્રસિદ્ધ હતી ધર્મસૂત્રોમા પણ સ્મૃતિઓ જેવાજ ધર્મોનુ વર્ણન કરેલુ હોવાથી, તે પણ આ કાળમા જ લખાયલા હોવા જોઇએ, એમ આપણને જણાય છે

વેદકાળના આર્યોના હુતાદ અને અહુતાદ એ બે વિભાગોને બદલે સ્મૃતિકાળમા આર્યોના દ્વિજ અને શૂદ્ર એ બે મુખ્ય વિભાગો કરેલા જોવામા આવે છે આવા વિભાગનુ મૂળ [1]યજુર્વેદ છે. પણ આ ધાર્મિક વિભાગોને સામાજીક વ્યવહારમા પ્રાધાન્ય આપી સ્મૃતિકારોએ,–

---

૧ तस्मात् शूद्रो यज्ञेऽनवक्लृप्त'–तैत्तिरीय ब्राह्मण.
ब्राह्मणो वैव राजन्यो वा वैश्यो वा ते हि यज्ञियाः ।
शतपथ. ३-१-१९.

'રાજાએ[1] શૂદ્રની પાસે તો દ્વિજોનું દાસ્ય કરાવવું;શૂદ્રને વેચાતો લીધો હોય કે ના લીધો હોય, તોપણ તેની પાસે તો દ્વિજોનુ દાસ્યજ કરાવવું; કારણ કે બ્રહ્માએ બ્રાહ્મણોનું દાસ્ય કરવા માટેજ શૂદ્રને સરજ્યો છે. રાજાએ પ્રયત્ન પૂર્વક વૈશ્યો તથા શૂદ્રોને પોતાનાં કર્મોમાં પ્રવૃત્ત કરવા; કારણ કે તેઓ પોતાના કર્મોમાથી ભ્રષ્ટ થવાથી આ જગતને ખળભળાવી નાખે. રાજાઓ જો પ્રજાઓને શિક્ષા ન કરે તો વૈશ્યો પોતાનાં કર્મો તજી દે, અને શૂદ્ર તો સર્વ વર્ણો કરતાં શ્રેષ્ઠ બની જાય.'—એવા ધર્મો નક્કી કર્યા છે; અને [2]સૂત્રકારોએ તો—' જો શૂદ્ર વેદનુ શ્રવણ કરે તો તેના કાનમા કલઇ અને લાખ રેડવી, જો વેદનો ઉચ્ચાર કરે તો તેની જીભ કાપી નાંખવી, અને જો તે વેદ ધારણ કરે તો તેને મારી નાંખવો '—એમ જણાવ્યું છે.

---

१. वाणिज्यं कारयेद्वैश्यं कुसीदं कृषिमेव च ।
पशूनां रक्षणं चैव दास्यं शूद्रं द्विजन्मनाम् ॥
मनुः-८-४१०
शूद्रं तु कारयेद्दास्यं क्रीतमक्रीतमेव वा ।
दास्यायैव हि सृष्टोऽसौ ब्राह्मणस्य स्वयंभुवा ॥मनुः ८-४१३
वैश्यशूद्रौ प्रयत्नेन स्वानि कर्माणि कारयेत् ।
तौ हि च्युतौ स्वकर्मभ्यः क्षोभयेतामिदं जगत्॥मनु ८-४१८
स्वकर्म जह्याद्वैश्यस्तु शूद्रः सर्वं विशेषयेत् ।
राजानश्चेन्नाकरिष्यन्प्रजानां दण्डधारणम् ॥
नारद. प्र. व्य. प. १७-१६

२. अथ हास्य वेदमुपशृण्वतस्त्रपुजतुभ्यां
कर्णपूरणमुदाहरणे जिह्वाच्छेदो धारणे शरीरभेदः ।
गौतमधर्मसूत्र अ. १९-४

જે શૂદ્રવર્ણનો દશરથ રાજાના સમયમાં બીજા વર્ણની સાથે ધનધાન્યથી સત્કાર કરવામા આવતો, તે શૂદ્રવર્ણને સ્મૃતિકારોએ કેવળ દાસ્યકર્મમાં યોજીને રાષ્ટ્રના પગ કાપી નાંખ્યા છે. પોતાની આવી માનહાનિથી શૂદ્રવર્ણમાંથી ધીમે ધીમે રાષ્ટ્રભાવના નષ્ટ થતી ગઇ, અને તેને પરિણામે ધીમે ધીમે તે વર્ગ નવા ધર્મોમાં જોડાઇ અથવા આર્યોના શત્રુઓની નોકરીમા જોડાઇ આર્યોના રાષ્ટ્રનો વિનાશ કરવામા મદદગાર થઇ ગયો, એ વાત આપણે ભારતવર્ષના મધ્યમ કાળના ઇતિહાસ ઉપરથી જાણી શકીએ છીએ.

આ સમયમા બીજો મોટો ફેરફાર રાજાઓની સત્તામાં થયેલો આપણા જોવામા આવે છે.

'રાજાએ[1] તપશ્ચર્યાથી પ્રજાઓને ખરીદી લીધેલી હોવાથી, તે તેમનો ધણી છે, તેથી પ્રજાઓએ રાજાનું કહ્યું કરવું. પ્રજાના નિર્વાહનો આશ્રય રાજા છે. ઇન્દ્ર, વાયુ, યમ, સૂર્ય, અગ્નિ, વરૂણ, ચંદ્ર અને કુબેર એમના તેજના અંશ વડે રાજાને ઘડ્યો છે; તેથી પોતાના તેજથી તે બધાને દાબી દે

---

૧. तपःक्रीता प्रजा राज्ञा प्रभुरासां ततो नृपः ।
ततस्तद्वचसि स्थैर्यं वार्ता चासां तदाश्रया ॥ नारद-१७ २५
इन्द्रानिलयमार्काणामग्नेश्च वरुणस्य च ।
चन्द्रवित्तेशयोश्चैव मात्रानिर्हृत्य शाश्वतीः ॥ मनु-१-४.
यस्मादेषां सुरेन्द्राणां मात्राभ्यो निर्मितो नृपः ।
तस्मादभिभवत्येष सर्वभूतानि तेजसा ॥ मनुः-१-५.

છે. પતિ[1] નિર્બળ હોય તો પણ સ્ત્રીઓને જેવી રીતે તે પૂજ્ય છે, તેવીજ રીતે રાજા ગુણહીન હોય તો પણ તે પ્રજાઓને પૂજ્ય છે. ગુણ વગરનો પણ પતિ સ્ત્રીઓને જેમ પૂજ્ય છે, તેમ ગુણ વગરનો પણ રાજા પ્રજાઓને પૂજ્ય છે. પ્રજાઓનું રક્ષણ કરવાનો તેનો અધિકાર હોવાથી, પ્રજાઓનો તે સ્વામી હોવાથી, તથા પ્રાણિ માત્ર ઉપર તેનો અનુગ્રહ

---

१. निर्बलोऽपि यथा स्त्रीणां पूज्य एव पतिः सदा।
प्रजानां विगुणोऽप्येवं पूज्य एव प्रजापतिः॥

नारद. १७२९

विगुणोऽपि यथा पूज्यः स्त्रियाश्च सत्पतिर्भवेत्।
तथा राजा प्रजानां तु पूज्यः स्याद्विगुणोपि सन्॥

बृहत्पाराशर. अ. १०

रक्षाधिकारादीशत्वाद्भूतानुग्रहदर्शनात्।
यदेव कुरुते राजा तत्प्रमाणमिति स्थितिः॥

नारद १७-२१

राजेति संचरत्येष भूमौ साक्षात् सहस्रदृक्।
न तस्याज्ञामतिक्रम्य संतिष्ठेरन् प्रजाः क्वचित्॥

नारद. १७२०

निजधर्माविरोधेन यस्तु सामयिको भवेत्।
सोऽपि यत्नेन संरक्ष्यो धर्मो राजकृतश्च यः॥

याज्ञवल्क्य. १८८

राज्ञा प्रवर्तितान् धर्मान् यो नरो नानुपालयेत्।
दण्ड्यः स पापो वध्यश्च लोपयन्राजशासनम्॥

नारद. १७-१३

હોવાથી, રાજા જે કરે તે પ્રમાણભૂતજ છે 'રાજા'-એ નામથી સાક્ષાત્ ઇન્દ્રજ પૃથ્વી ઉપર વિચરે છે પ્રજાઓએ પોતાના વર્ણાશ્રમધર્મ સાથે જેનો વિરોધ ન હોય તેવા સામયિક ધર્મોનુ (પ્રજાજનોએ મળીને ઠરાવેલા નિયમોનું) પણ યત્નપૂર્વક પાલન કરવુ, તેમજ રાજાએ ઘડેલા કાયદાનું પણ યત્નપૂર્વક પાલન કરવુ જે માણસ રાજાએ પ્રવર્તાવેલા કાયદાઓને નહી પાળીને **રાજશાસનનો** ભગ કરે છે, તે પાપી દડને તથા વધને પાત્ર છે '

ત્યાગપ્રધાન જીવન ગાળી અરણ્યમા રહી પોતાના તથા પ્રજાવર્ગના સ્વાતન્ત્ર્યનું રક્ષણ કરનાર ઋષિવર્ગના બાળકોએ, નાગરિક વૈભવો ભોગવવાની લાલસાથી આકર્ષાઇ, પોતાના અરણ્યવાસના ત્યાગની સાથેજ પોતાનુ તથા પ્રજાવર્ગનુ સ્વાતન્ત્ર્ય ગુમાવી, જ્યારથી રાજાઓના આશ્રય નીચે નગરમા નિવાસ કરવાનું પસદ કર્યું, ત્યારથીજ મહર્ષિઓએ વેદધર્મના તત્ત્વો અનુસાર રચેલા સામ્રાજ્યઐશ્વર્ય અપાવનાર નિયન્ત્રિત રાજસત્તાક રાજ્યતંત્રના વિશ્લેષનો આરભ થયો. ઋષિવર્ગના આ ઇન્દ્રિયારામ બાળકોએ પોતાના આશ્રયદાતા રાજાઓને પ્રસન્ન કરવા માટે તેમને દેવ તરીકે માનવા એવો ધર્મ ઠરાવ્યો, અને તેમને રાજાશાસનો એટલે નવા કાયદાઓ ઘડવાની સત્તા આપી, અને આવી રીતે પોતાનો વેદધર્માનુકૂલ કાયદા ઘડવાનો હક તથા રાજાની પસંદગી કરવાનો પ્રજાનો હક ગુમાવ્યો. આનુ પરિણામ એ આવ્યું કે પૂર્વકાળમા જેમ ધર્મની સત્તા (એટલે પરોક્ષ રીતે ધર્મનો નિર્ણય કરનાર

(અવિવર્ગની મત્તા ) સર્વોપરિ ગણાતી હતી, તેમ આ કાળમા રાજસત્તા સર્વોપરિ ગણાવા લાગી, અને રાજાઓમા એક જાતનું પોતાની સર્વોપરિસત્તાનુ અભિમાન ઉત્પન્ન થયું. આ અભિમાનથી ઉન્મત્ત બનેલા રાજાઓએ ધર્માધર્મના નિર્ણયમાં તથા રાજકારભારમા વિદ્વાનોની સલાહની અપેક્ષા રાખી નહીં, અને કામક્રોધાદિના વેગથી પ્રેરાઈને તેઓ અનેક પ્રકારના અનર્થને અર્થ ગણી તેમા પ્રવૃત્ત થવા લાગ્યા. વેદ તથા રામાયણના સમયમા રાજાના અર્ધઆત્મા તરીકે તથા રાષ્ટ્રગોપ તરીકે ગણાતા પુરોહિતની મૈત્રિઓ એની મેળેજ શાન્ત થઇ ગઈ, અને તે બિચારો ચાલુ જમાનાના ગોર જેટલી યોગ્યતામાં આવી ગયો. પાણ્ડવોના પુરોહિત ધૌમ્યને આજ સ્થિતિમાં આપણે જોઇએ છીએ. અને ધીમે ધીમે બ્રાહ્મણવર્ગની પણ તેવી જ સ્થિતિ થઈ ગઇ.

આવી રીતે સ્મૃતિકારોએ પોતાના તુચ્છ વૈભવ માટે આખું રાજ્યતન્ત્ર બગાડી નાંખ્યું, અને તેનું ફળ તેમને પણ મળ્યું.

રાજાઓનું પણ આવી સત્તા મળવાથી કાંઇ શ્રેય થયુ હોય તેમ આપણા જોવામાં આવતું નથી. તેઓ પણ નિરંકુશ હાથિઓની માફક એકબીજા સાથે વઢી મર્યા, અને મહાભારતના યુદ્ધમાં તેમનાં બધાં રાજકુલોનો સંહાર થઇ ગયો.

રામાયણના સમયમાં રાજા ધાન્યનો છઠ્ઠો ભાગ બલિ તરીકે દર વર્ષે ઉઘરાવતો. આજ મતલબનો શ્લોક આપણને મનુસ્મૃતિમાંથી મળી આવે છે.

'રાજાએ[1] દર વર્ષે પોતાના વિશ્વાસુ [2]અધિકારીઓ દ્વારા રાષ્ટ્રમાંથી બલિ ઉઘરાવવા, લોકમાં તેણે વેદપરાયણ રહેવું, અને પિતા જેમ પુત્રની સાથે વર્તે તેમ તેણે પ્રજાની સાથે વર્તવું.'

પણ ત્યાર પછીના શ્લોકોમાં તથા બીજી સમૃતિઓમાં રાજાને જુદી જુદી વસ્તુઓ ઉપર કર તથા જકાત લેવાનો નવો અધિકાર આપવામાં આવ્યો છે, જેને માટે વેદમાંથી એક પણ પ્રમાણ આપણને મળી આવતું નથી.

'રાજાને અને કર્મ કરનારને કર્મનું ફળ મળી શકે, તેટલા પ્રમાણમાં રાજાએ હમેશાં પોતાના રાષ્ટ્રમાં કર નાંખવા. જેમ જળો, વાછરડાં, અને મધમાખીઓ અનુક્રમે રૂધિરનું, દૂધનું અને મધનું થોડું થોડું પાન કરે છે, તેવી રીતે રાજાએ રાષ્ટ્રમાંથી થોડો થોડો વાર્ષિક કર લેવો. જમીનના ઉત્પન્નનો છઠ્ઠો ભાગ રાજાએ લેવો, એ તો યોગ્ય છે. પણ તે ઉપરાંત

---

१. सांवत्सरिकमाप्तैश्च राष्ट्रादाहारयेद्बलिम् ।
स्याच्चाम्नायपरो लोके वर्तेत पितृवन्नृषु ॥ मनुः ७-८७

૨. પરિશિષ્ટ ૨ માં જણાવેલા ભાગદુઘોદ્વારા.

यथा फलेन युज्येत राजा कर्ता च कर्मणाम् ।
तथाऽवेक्ष्य नृपो राष्ट्रे कल्पयेत् सततं करान् ॥मनुः७-१२८
यथाऽल्पाल्पमदन्त्याद्यं वार्योकोवत्सषट्पदाः ।
तथाल्पाल्पो ग्रहीतव्यो राष्ट्राद्राज्ञाब्दिकः करः॥मनुः७-१२९

પ્રજાનું રક્ષણ કરવાના વેતન તરીકે રાજાએ બીજો બલિ લેવો, એ પણ વિહિત છે.[1] (આ શ્લોકથી બીજા કર લેવાનો રાજાનો નવો હક સાબીત કર્યો છે.) રાજાએ પશુ તથા હિરણ્યનો પચાસમો ભાગ, ધાન્યનો છઠ્ઠો આઠમો અથવા બારમો ભાગ, વૃક્ષ, માંસ, મધ, ઘી, સુગન્ધી પદાર્થો, ઔષધિ રસ, પુષ્પ, મૂળ ફળ, પાન, શાક, ઘાસ, વાંસની ચીપોનો બનાવેલો માલ, ચામડાં, માટીનાં વાસણ તથા પથ્થરની બનાવેલી વસ્તુઓ, એમનો છઠ્ઠો ભાગ કર તરીકે લેવો. પોતાના દેશમાં ઉત્પન્ન થયેલા વેચાઉ માલ ઉપર રાજાએ જકાત તરીકે તેનો દશમો ભાગ લેવો, અને પરદેશના માલ ઉપર તેનો વીસમો ભાગ જકાત તરીકે લેવો. જકાતની ચોરી કરનારનો બધો માલ રાજાએ લઇ લેવો. Dalabhai Ramoji

---

१. अन्यप्रकाराद्‌वृचिताद्‌भूमेः षड्‌भागमंक्षितात् ।
बलिः स तस्य विहितः प्रजापालनवेतनम् ॥नारद.१७-८
— पञ्चाशद्भाग आदेयो राज्ञा पशुहिरण्ययोः ।
धान्यानामष्टमो भागः षष्ठो द्वादश एव वा॥मनु ७-१३०
आददीताथ षड्‌भागं द्रुमांसमधुसर्पिषाम् ।
गन्धौषधिरसानां च पुष्पमूलफलस्य च ॥ मनुः ७-१३१
पत्रशाकतृणानां च वैदलस्य च चर्मणाम् ।
मृन्मयानां च भाण्डानां सर्वस्याश्ममयस्य च॥मनुः७-१३२
स्वदेशपण्याच्च शुल्कांशं दशममादद्यात् ।
परदेशपण्याच्च विंशतितमम् ।
शुल्कस्थानमपक्रामन्सर्वापहारित्वमाप्नुयात्। विष्णुःअ.३

દરેક[1] માલની કિંમત ઠરાવી આપવા બદલ રાજાએ વીસમો ભાગ લેવો. રાજાએ રોકેલો માલ, તથા જે માલ રાજાને રાખવા લાયક હોય છતાં બીજાને વેચ્યો હોય તેવો માલ, રાજાનો છે.

[2]માલની ખરીદી, માલનું વેચાણ, માર્ગ, ખોરાકી વિગેરે તમામ ખર્ચ, અને માર્ગની સહિસલામતી, એ બધી બાબતોને ધ્યાનમાં લઇને રાજાએ વ્યાપારીઓ પાસેથી લેવાનો કર નક્કી કરવો.

[3]કારૂકર્મ કરનાર, શિલ્પિઓ, અને કોઇને ત્યાં નોકરી ન કરતા હોય તેવા શૂદ્રો, એમની પાસે રાજાએ દર મહિને એક એક કામ કરાવવું.

[4]કોઇની ખોવાયલી વસ્તુ જડી હોય, અને તે રાજાએ સંભાળી રાખી હોય, તો તે બદલ તેની કિંમતનો છઠ્ઠો દશમો અથવા બારમો ભાગ મચવામણી તરીકે રાજાએ લેવો.

---

१ अर्घप्रक्षेपणाद्विंशं भाग शुल्कं नृपो हरेत् ।
व्याथिद्धं राजयाग्यं च विक्रीत राजगामि तत् ॥
याज्ञवल्क्य व्यवहार. २६४

२ क्रयविक्रयमध्वानं भक्तं च सपरिव्ययम् ।
यागक्षेमं च संप्रेक्ष्य वणिजो दापयेत्करान् ॥मनुः ७-१२७

३ कारुकाञ्छिल्पिनश्चैव शूद्रांश्चात्मोपजीविनः ।
एकैकं कारयेत्कर्म मासि मासि महीपति· ॥मनु· ७-१३८

४ आददीताथ षड्भागं प्रनष्टाधिगतान्नृपः ।
दशमं द्वादशं वापि सतां धर्ममनुस्मरन् ॥ मनुः ८-३३

રાજાને આવા અનેક પ્રકારના કરો ઉઘરાવવાની સત્તા મળવાથી વૈશ્ય વર્ગને પણ ઘણો ત્રાસ થવા લાગ્યો, અને જે વૈશ્યો પ્રથમ પોતાના કૃષિ પશુપાલન તથા વાણિજ્ય રૂપ કર્મોમા ઘણા ઉત્સાહપૂર્વક પ્રવૃત્ત રહી રાજભક્તિપૂર્વક રાજાઓને જુદા જુદા પ્રસંગોએ અમુલ્ય ભેટો આપી સમૃદ્ધ બનાવતા તેમને દણ્ડનો ભય બતાવી તેમનાં કર્મોમાં પ્રેરવાનો વખત આવ્યો. આવી રીતે રાષ્ટ્રનું આ એક અંગ પણ ઢીલું પડી ગયું.

પૂર્વકાળમા રાષ્ટ્ર ઉપર આપત્તિ આવી પડે ત્યારે ચારે વર્ણના લડાયક ઉમ્મરના માણસો રાષ્ટ્રના રક્ષણ માટે સૈન્યમાં એકત્ર થતા હોવાથી રાજાને મોટું સૈન્ય રાખવાની જરૂર પડતી નહીં. તેને માત્ર બલિ ઉઘરાવવા માટે, પ્રજાને ન્યાય આપવા માટે, તથા ચોરોથી પ્રજાનું રક્ષણ કરવા માટેજ અમલદારો રાખવા પડતા, અને રાજા થોડું કાયમનું સૈન્ય રાજધાનીમાં તથા કિલ્લાઓમાં રાખતો. આવી અંતર્વ્યવસ્થા કરતાં જે દ્રવ્ય વધે તે યજ્ઞોમાં ખર્ચી નાંખતો, અને પ્રસંગે પ્રસંગે આવા યજ્ઞો કરી, તેમા ઋષિઓ મિત્રરાજાઓ અધિકારીઓ તથા ચારે વર્ણોનો યથાયોગ્ય સત્કાર કરી, રાષ્ટ્રનું સંઘટ્ટન કરતો. પણ સ્મૃતિકાળમાં તો રાજધર્મમાં અને રાજસત્તામાં થયેલા ફેરફારોથી પ્રથમ તો રાજા અને પ્રજા વચ્ચે જોઇએ તેવો સદ્ભાવ રહ્યો નહીં, અને પછીથી પોતેજ વધારેલી રાજસત્તાથી મદોન્મત્ત થયેલા રાજાઓ, જ્યારે શસ્ત્રાસ્ત્ર વિદ્યા છોડી દેવાથી નિર્બળ થયેલા બ્રાહ્મણોની અવગણના કરવા લાગ્યા, ત્યારે રાજા અને બ્રાહ્મણો વચ્ચે પણ વિરોધ થઇ ગયો. અને છેવટે રાજા-

ઓમાં પણ પરસ્પર વિરોધ થવાથી આર્યરાષ્ટ્રના વિનાશનાં મૂળ રોપાયાં.

વળી જે પાચમી નિષાદવર્ણને પોતાના રાષ્ટ્રનું એક અંગ ગણીને વેદકાળમાં તેમના રાજા નિષાદપતિને વૈદિક વિધિપૂર્વક રૂદ્રયાગ કરાવવામાં આવતો હતો, અને જેનો વનપાલ તરીકે રાજ્યનાં ૧૧ રત્નોમા સમાવેશ કરવામાં આવતો હતો, તથા જેની સાથે રામચંદ્ર જેવા ધર્માત્મા રાજાઓ મૈત્રીનો સંબંધ રાખતા હતા, તે નિષાદવર્ણનો સ્મૃતિકારોએ રાષ્ટ્રમાંથી બહિષ્કાર કરીને પણ રાષ્ટ્રનું એક અંગ વિકલ બનાવ્યું છે. સ્મૃતિકારોએ આ વર્ણ પ્રત્યે પોતાનો અનાદર બતાવેલો હોવાથી રાજાપ્રજાએ પણ તેમનો અનાદર કર્યો, અને આવી રીતે આ અંગ પણ વિકલ બની ગયું, અને રાષ્ટ્રસંરક્ષણમાં આ વર્ગ તરફથી જે મદદ મળતી હતી, તે બંધ થઈ ગઈ.

આજ સમયમા આવી રીતે રાજ્યતંત્ર શિથિલ થઈ જવાથી, કેટલાક ક્ષત્રિયગણોએ સ્વતંત્ર રાજ્યો સ્થાપન કરેલાં હોવાં જોઇએ.

'ધર્મંજ્ઞ [1]રાજાએ જુદી જુદી જાતિઓના, દેશોના શ્રેણીઓના, તથા કુલોના ધર્મોને બરોબર જાણી લઇને પોતાના ધર્મનો નિર્ણય કરવો.'

---

૧ जातिजानपदान् धर्मान् श्रेणीधर्मांश्च धर्मवित् ।
समीक्ष्य कुलधर्मांश्च स्वधर्मं प्रतिपादयेत् ॥ मनुः८-४१

આ ગણરાજ્યો અને કુલરાજ્યોનો વિસ્તાર મહાભારતના સમય સુધીમા ઘણો વધી ગયો હોવો જોઇએ, કારણ કે શાન્તિ-પર્વના રાજધર્મમાં આ ગણધર્મો ઉપર એક આખો અધ્યાય લખવામાં આવ્યો છે, અને ત્યાર પછીના સમયમાં ચાણક્યે પણ સંઘવૃત્ત ઉપર એક આખું પ્રકરણ લખેલું છે. જો કે આવાં ગણ-રાજ્યો તથા કુલરાજ્યો યુદ્ધના પ્રસંગમાં સમીપના રાજાઓને ઘણીખરી વખતે લશ્કરી મદદ આપતાં, તોપણ રાષ્ટ્રનાં અંતરંગ કાર્યોમાં તેમનો સંબંધ નહીં હોવાથી, તથા સામાન્ય રીતે તેઓ રાજાથી સ્વતંત્ર હોવાથી, જે રાષ્ટ્રમાંથી આવા ગણો છૂટા પડતા, તે રાષ્ટ્ર નિર્બળ થઈ જતું.

વળી રાજાપ્રજા ઉપરથી ધર્મનો નિગ્રહ ઓછો થઇ જવાથી પ્રજાઓમાં અનેક પ્રકારનું સાંકર્ય પણ આજ સમયમાં થવા લાગ્યું. તેમાં વર્ણનું સાંકર્ય તથા કર્મનું સાંકર્ય એ બે મુખ્ય હતાં. વર્ણનું સાંકર્ય થવાથી અનેક [1]સંકીર્ણ જાતિઓ ઉત્પન્ન થઇ; અને તેમાંથી અનુલોમ જાતિને અમુક પ્રકારના ધાર્મિક અધિકારો આપવા, અને પ્રતિલોમ જાતિને અમુક પ્રકારના ધાર્મિક અધિકારો આપવા, એના નિર્ણય સારૂ પણ સ્મૃતિકારોને પ્રવૃત્ત થવું પડ્યું. વેદ તથા રામાયણકાળના

---

૧. જો કે યજુર્વેદમાં પુરૂષમેધના પ્રકરણમા કેટલાક સંકીર્ણ-જાતિવાચક શબ્દો જોવામાં આવે છે, પણ તે સંકીર્ણજાતિવાચક છે, કે જુદા જુદા ધંધાધારીઓના વાચક છે, અને તેના ઉપરથી સ્મૃતિકાળમાં ઉત્પન્ન થયેલી સંકીર્ણ જાતિઓના ધંધા ઠરાવવામા આવ્યા છે, તેનો નિર્ણય થઇ શકયો નથી.

પાંચ વર્ણોને બદલે અનેક જાતિઓ થવાથી પ્રજાવર્ગનું બુદ્ધિબળ તથા મનોબળ સામાજીક બાબતોમાં વિશેષ વપરાવાથી રાજકીય બાબતો તરફ પ્રજાનું દુર્લક્ષ થતું ગયું, અને આ સંકીર્ણ જાતિઓમાંથી પણ રાષ્ટ્રભાવના ધીમે ધીમે ઘસાતી ગઇ.

જો કે [1]સૂત્રકારોએ તથા સ્મૃતિકારોએ, 'બ્રાહ્મણ શિવાય સર્વની ઉપર રાજાનો અધિકાર છે. ગુરૂકુળમાંથી પાછા ફરેલા સ્નાતક બ્રાહ્મણોનો રાજાએ સત્કાર કરવો, કારણ કે આવા સ્નાતકો રાજાનો અખુટ ભંડાર છે. જ્યા રાજા વેદ તથા શાસ્ત્રમાં નિષ્ણાત બ્રાહ્મણોને પૂજે છે, ત્યાં વરસાદ વરસે છે. બ્રાહ્મણોને ઉપભોગના સાધનો તથા જુદાં જુદા પ્રકારનાં દ્રવ્યો રાજાએ આપવાં; આ પ્રમાણે જે વિપ્રોને આપવામાં આવે છે, તેજ રાજાનો અખુટ ભંડાર છે. જે રાજાના રાજ્યમાં શ્રોત્રિય

---

१. राजा सर्वस्येष्टे ब्राह्मणवर्जम्। गौतमसूत्र.
आवृत्तानां गुरुकुलाद्विप्राणां पूजको भवेत्।
नृपाणामक्षयो ह्येष निधिर्ब्राह्मोऽभिधीयते॥ मनुः ७-८२
ब्राह्मणान्वेदविदुषः सर्वशास्त्रविशारदान्।
तत्र वर्षति पर्जन्यो यत्रैतान् पूजयेन्नृपः॥ अत्रि. पृ. ११
भोगांश्च दद्याद्विप्रेभ्यो वसूनि विविधानि च।
अक्षयोऽयं निधी राज्ञां यद्विप्रेषूपपादितः॥ याज्ञ०१-३१
यस्य राज्ञस्तु विषये श्रोत्रियः सीदति क्षुधा।
तस्यापि तत्क्षुधा राष्ट्रमचिरेणैव सीदति॥ मनुः७-१३४
श्रुतवृत्ते विदित्वाऽस्य वृत्तिं धर्म्यां प्रकल्पयेत्
संरक्षेत् सर्वतश्चैनं पिता पुत्रमिवौरसम्॥ मनुः७-१३५

બ્રાહ્મણ ભુખે મરે છે, તેનું રાષ્ટ્ર તે ભૂખથીજ નષ્ટ થઇ જાય છે. રાજાએ વેદવિદ્ બ્રાહ્મણની વિદ્વત્તા તથા તેનું શીલ જોઇને તેને યોગ્ય વૃત્તિ બાંધી આપવી, અને પિતા જેમ પોતાના ઔરસ પુત્રનું રક્ષણ કરે, તેમ રાજાએ તે વિપ્રનું રક્ષણ કરવું.

આ પ્રમાણે બ્રાહ્મણોનો સત્કાર કરવો, એ રાજાનો મુખ્ય ધર્મ છે એમ ઠરાવ્યું છે, તોપણ 'સત્તા આગળ શાણપણ કાંઇ કાંઇ કામનું નથી' એ ન્યાયથી, આ બધા ધર્મોની ધીમે ધીમે રાજાઓ ઉપેક્ષા કરવા લાગ્યા, અને બ્રાહ્મણોને તેઓ પોતાના આશ્રિતો ગણવા લાગ્યા.

વેદકાળમાં ઋષિઓ પોતાની વેદવિદ્યાના તથા શસ્ત્રાસ્ત્ર-વિદ્યાના બળથી રાજાઓને પોતાના કબજામાં રાખતા, અને જે રાજા અથવા રાજકુમાર ખરેખરો વિનયી તથા લોકપ્રિય થતો તેનેજ શસ્ત્રાસ્ત્રવિદ્યાની કુંચીઓ બતાવતા. બ્રહ્માસ્ત્ર, અન્યસ્ત્ર જેવાં મોટાં સંહારક અસ્ત્રો ઋષિઓના હાથમાંજ રહેતાં, અને થોડાજ રાજાઓ તેનું જ્ઞાન મેળવવા ભાગ્યશાળી થતા. તે ઉપરાંત તેમની પાસે બ્રહ્મદણ્ડની વિદ્યા હતી, જે વિદ્યા તેઓ બ્રાહ્મણ શિવાય કોઇને બતાવતાજ નહીં. આવાં બે પ્રકારનાં બળ તેમના હાથમાં હોવાથી, તથા પ્રજાવર્ગના આચાર્યો હોવાને લીધે પ્રજાવર્ગ પણ તેમને આધીન હોવાથી, આ ઋષિઓ રાજાઓને ગાદી ઉપર બેસાડવા તથા ઉઠાડી મૂકવા સમર્થ હતા. ભય વગર પ્રીતિ થતી નથી, એ લોકોક્તિ અનુસાર રાજાઓ ઋષિવર્ગથી ભયભીત રહેતા,* અને તેમને પ્રસન્ન રાખવા માટે હમેશાં પ્રયત્નશીલ રહેતા. પણ આપણે

જોયું તેમ સ્મૃતિકાળમાં આ પરિસ્થિતિ બદલાઇ ગઇ હતી, અને બ્રાહ્મણો જનપદમાં નિવાસ કરીને, જેને લીધે પોતાનું ગૌરવ હતું, તે ગુમાવી બેઠા હતા. જે ઋષિઓની પાસે રક્ષણ માગવા રાજાઓ જતા, તે ઋષિઓનાં બાળકોને પોતાના રક્ષણ માટે રાજાઓનો આશ્રય લેવો પડયો, અને તેમને પિતા મટીને પુત્ર થવું પડયું.

સ્મૃતિકારોએ રાજનીતિશાસ્ત્ર ઉપરથીજ રાજધર્મો અને રાજ્યવ્યવસ્થા લીધેલાં હોવાથી, રામાયણ મહાભારત અને અર્થશાસ્ત્રનાં પ્રકરણોમાં તેમનું વિસ્તારથી જે વર્ણન કરેલું છે, તે ઉપરાંત સ્મૃતિઓમાં કાંઇ વિશેષ જોવામાં આવતું નથી. તેથી તેના સંબંધમાં અત્ર કાંઇ ઉલ્લેખ કરવામાં આવ્યો નથી.

આ સ્મૃતિકાળમાં ઋષિવર્ગ તૂટવાની શરૂઆત થઇ અને બ્રાહ્મણો યજમાનવૃત્તિ ઉપર નિર્વાહ ચલાવવાનું પસંદ કરવા લાગ્યા. આની અસર વેદાધ્યયન ઉપર થઇ. સ્મૃતિઓ અસ્તિત્વમાં આવવાથી પોતાનો ધર્મ સમાજવાને ત્રૈવર્ણિક પ્રજાને હવે સાંગ અને સાર્થ વેદાધ્યયન કરવાની જરૂર રહી નહીં, અને માત્ર પોપટીયું વેદાધ્યયન ચાલુ થયું. જ્યારે આ પ્રમાણે વેદાર્થની અવગણના થવા લાગી હશે, ત્યારેજ યાસ્કાચાર્યને, 'જે[1] વેદ ભણીને તેનો અર્થ નથી જાણતો; તે ખરેખરો ઠુંઠા જેવો ભારરૂપ છે. વેદનો અર્થ જાણનારનેજ વેદનું સર્વ કલ્યાણફળ

---

1 स्थाणुरयं भारहारः किलाभूदधित्य वेदं न विजानाति योऽर्थम ।
अर्थज्ञ इत्सकलं भद्रमश्नुते नाकमेति ज्ञानविधूतपाप्मा ॥
यास्क. निरुक्त.

મળે છે, અને જ્ઞાનથી તેનુ પાપ હઠી જઇને તે સ્વર્ગમાં જાય છે', એવાં વચનો કહેવાની જરૂર પડી હશે. તેમજ વેદ ઉપર તે કાળનું એક પણ ભાષ્ય મળી આવતું નહીં હોવાથી, વેદાર્થની પ્રવૃત્તિ ઓછીજ થતી જતી હશે એમ લાગે છે.

વળી આ સ્મૃતિઓનાં વચનોમાં પરસ્પર ભેદ હોવાથી પાછળના કાળમાં વેદધર્મ ઉપર અશ્રદ્ધા કરવનારાં બીજા કારણોની સાથે આની પણ ગણના[૨] કરવામાં આવી, અને પ્રત્યક્ષ અથવા અનુમિત વેદ ઉપરથી બધી સ્મૃતિઓ નીકળી છે એવી માન્યતા ચાલું થવાથી, સ્મૃતિવચનોના પરસ્પર ભેદથી શ્રુતિઓમાં પણ પરસ્પર વિરોધ છે એમ કલ્પી, તેમની પણ લોકોએ અવગણના કરવા માંડી, અને તેનું પરિણામ જૈન અને બૌદ્ધ ધર્મોની ઉત્પત્તિમાં તથા પ્રચારમાં આવ્યું.

આ ઉપરથી આપણે જોઇ શકીએ છીએ, કે જ્યારથી આપણા આર્યોએ સાંગ અને સાર્થ વેદનું અધ્યયન કરી સાક્ષાત્ વેદવચનો ઉપરથીજ ધર્મ તથા અધર્મનો નિર્ણય કરવાનું બંધ કર્યું, અને સ્મૃતિઓનેજ પરમ પ્રમાણ માની સ્માર્તધર્મોનો આશ્રય કર્યો, ત્યારથીજ આપણા રાષ્ટ્રના વિશ્લેષનાં બીજ રોપાયાં, અને તેનું શું પરિણામ આવ્યું, તે આગળનાં પ્રકરણોમાં આપણે જોઇએ.

---

૨ श्रुतिर्विभिन्ना स्मृतयो विभिन्ना
नैको मुनिर्यस्य वचः प्रमाणम् ।
धर्मस्य तत्त्वं निहितं गुहायां
महाजनो येन गतः स पन्थाः ॥

# પ્રકરણ ૫ મું.

## મહાભારતના સમયના રાજા પ્રજાના ધર્મો.

### ૧ રાજ્યતંત્ર.

પાંડવકૌરવના યુદ્ધનું વર્ણન કરનાર "જય" નામના ગ્રંથમા ઘણા ફેરફારો થઇને, હાલ મહાભારતના નામથી પ્રસિદ્ધ ગ્રંથ, ત્રણ સંસ્કૃતિઓમાંથી પસાર થઈ, હાલના વિસ્તૃત સ્વરૂપમા અસ્તિત્વમાં આવ્યો છે, એમ ઘણા વિદ્વાનો[1] માને છે. આ માન્યતા આપણુને પણ ખરીજ લાગે છે. વેદવ્યાસ જેવા એક મહર્ષિ વેદધર્મના સિદ્ધાન્તો વિરૂદ્ધ એક અક્ષર પણ લખે, એ સંભવિત નથી. વ્યાસની ઉત્પત્તિ, કુંતીને લગ્ન થતા પહેલાં પુત્ર પ્રાપ્તિ, પાંડવોની ઉત્પત્તિ, પાંચ પતિઓ વચ્ચે એક સ્ત્રી, રાજસભા વચ્ચે દ્રૌપદીનુ વસ્ત્રહરણ, વેદધર્મનાં તત્ત્વો નહીં સમજનાર અને દ્યૂતાદિ કામજવ્યસનમાં આસક્ત યુધિષ્ઠિરનું ધર્મરાજ તરીકે વર્ણન, પાંડવોનુ સ્વર્ગારોહણ, વિગેરે અનેક પ્રસંગોને વેદધર્મની કસોટી ઉપર ચઢાવતા શું આપણને એમ નહિ લાગે, કે વેદધર્મના દ્વેષીઓએ આ ધાર્મિક

---

૧ જે મહાભારત આપણે જોઇએ છીએ, તેમા પુષ્કળ ભાગ અર્વાચીન હશે. કેટલાક ભાગ જુદા જુદા કાળના છે, એમ જ્યોતિષ-શાસ્ત્રના પ્રમાણ ઉપરથી જણાઇ આવે છે.

( દીક્ષિતકૃત ભારતીય જ્યોતિષશાસ્ત્ર પૃ. ૧૦૮ )

ગ્રંથને તથા તેના પાત્રોને બગાડી આર્યપ્રજાને ધર્મનો ભ્રમ ઉત્પન્ન કરી, ધર્મના ગ્રંથો ઉપર અશ્રદ્ધા કરાવી, વેદધર્મથી વિમુખ કરવાનો જબરો પરિશ્રમ કરેલો હશે? આવા પ્રસંગોને છોડી દઇ બાકીના ગ્રંથ ઉપરથી આપણે તે કાળના રાજ્યતંત્રનું તથા રાજપ્રજાના ધર્મોનું અવલોકન કરીશું.

રાજસત્તાના મૂળ તથા કેન્દ્ર તરીકે રહીને રાજ્યાભિષેકાદિ ધર્મ્ય ક્રિયાઓથી રાજસત્તા ઉત્પન્ન કરનાર, તથા પુરોહિત અને મંત્રિમંડળના રૂપમાં રાજસત્તાનું નિયન્ત્રણ કરનાર, રામાયણના કાળ સુધી જોવામાં આવતા સમર્થ ઋષિઓનો અભાવ આ સમયમાં આપણા જોવામાં આવે છે. તેમજ રાજગાદી ઉપર નવો રાજા નીમવામાં સંમતિ આપવાનો પ્રજાનો હક પણ આ સમયમાં પ્રજા ગુમાવી બેઠી હતી, એમ પણ આપણને જણાઇ આવે છે. હસ્તિનાપુરના રાજા વિચિત્રવીર્યના મરણ પછી તેના ત્રણ છોકરાઓ ધૃતરાષ્ટ્ર, પાણ્ડુ અને વિદુર નાની ઉમ્મરના હોવાથી, તેઓ મોટા થયા ત્યાં સુધી ભીષ્મે રાજ્ય સંભાળ્યું; અને ધૃતરાષ્ટ્ર અંધત્વને લીધે રાજ્યપદનો અનધિકારી હોવાથી તેના નાના ભાઈ પાણ્ડુનો રાજગાદી ઉપર અભિષેક કર્યો. પાણ્ડુએ રાજગાદી ઉપર આવી દિગ્વિજય કર્યો, અને પછી રાજ્યની લગામ ધૃતરાષ્ટ્રને સોંપી, પોતાની બે રાણીઓને લઇ વિહાર કરવા સારૂ વનમાં જઇને રહ્યો. ત્યાં તેના પાંચ પુત્રોનો જન્મ થયો, અને પછી થોડાજ વખતમાં પાણ્ડુરાજા મરણ પામ્યો. તેના મોટાભાઈ ધૃતરાષ્ટ્રે આ પાંચે છોકરાઓને ઉપનયનાદિ સંસ્કારો કર્યા. પછી ધૃતરાષ્ટ્રના ૧૦૦ પુત્રોની સાથે પાંડવો જુદી જુદી રમતો રમતા, અને તેમાં

પાંડવોનું પરાક્રમ જોઈને ધૃતરાષ્ટ્રના મોટા પુત્ર દુર્યોધનની તેમના પ્રતિ વૈરબુદ્ધિ થવા લાગી. એવામાં દ્રોણાચાર્ય હસ્તિનાપુરમાં આવી પહોંચ્યા. તેમને ભીષ્મે કૌરવ પાંડવોને ધનુર્વેદનુ શિક્ષણ આપવાનું કામ સોંપ્યું, અને અશ્વત્થામાને વેદ ભણાવવાનું કામ સોંપ્યું. ધનુર્વેદની પરીક્ષામાં પાંડવોને શાબાશી મળવાથી, તથા દ્રુપદની સાથેના યુદ્ધમાં તે રાજાને પકડી દ્રોણને સ્વાધીન કરવા પાંડવો ફતેહમંદ નીવડવાથી, દુર્યોધનનું અને પાંડવોનું વૈર વધવા માંડયું; અને ધૃતરાષ્ટ્રે યુધિષ્ઠિરને યુવરાજપદ ઉપર સ્થાપિત કર્યા, ત્યાર પછી તો દુર્યોધન અંતરમાં ઘણોજ બળવા લાગ્યો, અને કોઇ પણ રીતે તેમને હસ્તિનાપુરમાંથી કાઢવાના દાવપેચ રમવા લાગ્યો; અને છેવટે તેણે કુંતી સાથે પાંડવોને વારણાવત કહાવ્યા, અને ત્યાં તેમને બાળી મૂકવા માટે લાક્ષાગૃહની યોજના કરી. પણ વિદુરની સલાહથી તેઓ બચી ગયા, અને વિદુરે ગુપ્ત રીતે મોકલેલી હોડીમાં બેસી ગંગા તરી ગયા. પછી ત્યાંથી તેઓ પાંચાલીના સ્વયંવરમાં ગયા. ત્યાં અર્જુને મત્સ્યવેધ કર્યો, અને પાંચાલીએ અર્જુનના ગળામાં વરમાળા આરોપી. જ્યારે ધૃતરાષ્ટ્રને આ વાતની ખબર પડી, ત્યારે તેણે વિદુરને મોકલી પાંડવોને કુંતી તથા દ્રૌપદી સાથે હસ્તિનાપુર તેડાવ્યા, અને તેઓ આવી પહોંચ્યા પછી ધૃતરાષ્ટ્રે તેમને ઇન્દ્રપ્રસ્થમાં જઈ રાજ્ય કરવા કહ્યું, અને તેમને અર્ધું રાજ્ય આપ્યું. ત્યાં યુધિષ્ઠિર પોતે ન્યાય ચૂકવવાનું કામ કરતા, અર્જુન અને ભીમ રાજ્યની રક્ષા કરતા, સહદેવ કોશ સંભાળતા, અને નકુળ પુર અને જનપદની શોભા વધારવાનું કામ કરતા.

આ ઉપરથી આપણે જોઇ શકીશું, કે આ સમયે રાજસત્તા કેવળ નિરંકુશ થઈ ગઇ હતી, અને હસ્તિનાપુરની રાજગાદી ઉપર ધર્મથી યુધિષ્ઠિરનો હક હોવા છતાં પણ ધૃતરાષ્ટ્રે તેમને અર્ધું રાજ્ય આપી ઇન્દ્રપ્રસ્થ કાઢયા, અને ધૃતરાષ્ટ્રનો આ અન્યાય ભીષ્મ દ્રોણ વિદુર તથા અમાત્યો વિગેરે મુંગે મોઢે જોઈ રહ્યા.

પુરોહિત ધૌમ્યને પણ એક ઋત્વિજ જેવાજ ગણવામાં આવતા, અને રાજકીય વ્યવહારમાં તેમની બિલકુલ દરમ્યાનગિરિ હતી નહીં. અમાત્યો પણ રાજાના ગુલામો જેવાજ બની ગયા હતા, અને રાજા જે આજ્ઞા કરે તે માથે ચઢાવી પોતાનું પેટ ભરવું એમ સમજતા. રાજસત્તાનું નિયંત્રણ કરનાર મન્ત્રિમંડળ પણ ઉડી ગયું હતું, અને પ્રજાવર્ગનો સંમતિ આપવાનો હક પણ નષ્ટ થઇ ગયો હતો. આનું કારણ રાજા તથા પ્રજામાં વેદવિદ્યા અને રાજનીતિશાસ્ત્રના સંપૂર્ણ શિક્ષણનો અભાવ હોવો જોઇયે એમ લાગે છે. કારણ કે [1] " અર્થકામમાં જે આસક્ત નથી તેમને માટે ધર્મજ્ઞાન છે " એવાં મનુનાં વચનો હોવા છતાં પણ—

> अर्थस्य पुरुषो दासो दासस्त्वर्थो न कस्यचित् ।
> इति सत्यं महाराज बद्धोऽस्म्यर्थेन कौरवैः ॥
>
> महाभारत भीष्मपर्व.

---

[1] अर्थकामेष्वसक्तानां धर्मज्ञानं विधीयते । मनुस्मृति. अ. २ श्लो. १३

" પુરૂષ અર્થનો દાસ છે, અર્થ કોઇનો દાસ નથી. હે મહારાજ આ પ્રમાણે ખરી હકીકત છે, અને હું કૌરવોની સાથે અર્થથી બંધાયેલો છું."—એવી દલીલો, પોતાને અધર્મી રાજા દુર્યોધનના પક્ષમાં રહ્યા વિના છુટકો નથી, એમ સાબીત કરવા ભીષ્મ જેવા વીરો આપે છે.

આખા મહાભારતમા વેદધર્મનું તથા રાજનીતિનું તત્ત્વ સમજનાર એકજ પુરૂષ આપણી દૃષ્ટિએ પડે છે, અને તે શ્રીકૃષ્ણ પોતેજ છે. ધૃતરાષ્ટ્રનો અન્યાય જોઇને રાજસૂયના આરંભથી યુદ્ધની સમાપ્તિ સુધી તેમણે પાંડવોનો પક્ષ લઈ પાંડવોને રાજધર્મમાં પ્રવૃત્ત કર્યા છે, અને તેને લીધે પરિણામે પાંડવો પોતાના હકનું રાજ્ય પાછું મેળવી શકયા છે. આપણે રામાયણના સમયમાં જણાવી ગયા છીએ, કે પ્રધાન અમાત્ય રાજાના સારથીનું કામ કરતો અને દરેક કાર્ય રાજા પુરોહિતને આગળ કરીનેજ કરતો. શ્રીકૃષ્ણે ધર્મ અને રાજનીતિ અનુસાર યથાકાળે યોગ્ય સલાહ આપી તથા દૌત્ય કર્મ કરી અર્જુનના મન્ત્રી તથા રાજપુરોહિતનુ, અને યુદ્ધમાં સારથી થઇને પ્રધાનામાત્યનુ, એમ બે કામ ભેગા કરેલા છે, જેને લીધે અર્જુન યુદ્ધના મહા ભયંકર સંયોગોમાથી બચીને યશસ્વી નીવડયો છે. રાજપુરોહિત તથા પ્રધાનામાત્યનું કામ ઉપાડી લઇ પાંડવોને સહાય કરવા જો શ્રી કૃષ્ણ આગળ ન પડયા હોત, તો પાંડવોનુ નામ નિશાન પણ દુનિયાના ઇતિહાસમાં આજ આપણા જોવામા આવવું મુશ્કેલ થઇ પડત.

પોતાના કાકા ધૃતરાષ્ટ્રની આજ્ઞાનુસાર ઇન્દ્રપ્રસ્થમાં જઈ

પાંડવો ધર્મથી રાજ્ય કરતા હતા, તે વખતે નારદ ઋષિએ આવી નીચે પ્રમાણે રાજનીતિના તત્વોનો ઉપદેશ કરેલો છે.

## ૨ રાજધર્મ ( સભાપર્વ. )

" રાજાની પાસે યજ્ઞ કરવા, દાન આપવા તથા પોતાના કુટુંબનું પોષણ કરવા જોઈતું દ્રવ્ય હોવું જોઇએ. રાજાએ પોતાના મનને ધર્મમા તત્પર રાખીને પોતાના પૂર્વજોએ જે પ્રમાણે ધર્મમાં વર્તન કર્યું હોય, તે પ્રમાણે વર્તન કરવું. રાજાએ કેવળ અર્થનું સેવન કરી ધર્મને છોડવો નહીં, તેમ ધર્મનું સેવન કરી અર્થને છોડવો નહીં, તેમજ કેવળ કામ-પરાયણ થઈ ધર્મ અને અર્થની ઉપેક્ષા કરવી નહીં, પરંતુ સમયનો વિભાગ કરી દરેકનું [1]યોગ્ય કાલે સેવન કરવું. રાજાએ [2]છ ગુણથી યુક્ત રહી [3]સાત ઉપાયનું ચિંતન કરવું. પોતાના અથવા શત્રુના પક્ષમાંથી કયો પક્ષ વધારે બલવાળો છે, અને કયો પક્ષ ઓછા બળવાળો છે, તેનો રાજાએ વિચાર કરવો,

૧ સવારમા ધર્મનું આચરણ કરવું, બપોરે અર્થનું ઉપાર્જન કરવું, અને સાંજે કામનું સેવન કરવું, એ પ્રમાણે દક્ષસ્મૃતિમાં કહ્યું છે.

૨ ૭ ગુણો નીચે પ્રમાણે છે ૧ પ્રાગલ્ભ્ય, ૨ બુદ્ધિ, ૩ સ્મરણ શકિત, ૪ વક્તૃત્વ, ૫ નીતિશાસ્ત્રનું જ્ઞાન, ૬ કવિત્વ એટલે ભૂત અને ભવિષ્ય સંબંધી વિચાર કરવાની શકિત.

૩ ૧ સામ, ૨ દાન, ૩ ભેદ, ૪ દંડ, ૫ મંત્ર, ૬ ઉપધા, ૭ ઇંદ્રજાલ.

તેમજ [1]ચઉદની બરાબર પરીક્ષા કરવી. રાજાએ પોતાના તથા શત્રુના બલાબલનો વિચાર કરી બીજા રાજાઓ સાથે સંધિ કર્યા પછી—૧ ખેતી, ૨ વેપાર, ૩ કિલ્લા, ૪ સેતુ (તલાવ વિગેરેની પાળ બાંધવી), ૫ કુંજરબંધન (કુંજર એટલે હાથી, એ પ્રાણીને ઘણો ખોરાક જોઈતો હોવાથી દરેક ગામમાં એક એક હાથી બાંધવો), ૬ રત્નની ખાણોનો કર લેવો, ૭ સુવર્ણ ચાંદી વિગેરેની ખાણોનો કર લેવો, અને ૮ ઉજ્જડ પ્રદેશમાં વસવાટ કરાવવો—એ આઠ કર્મનું સેવન કરવું. રાજાએ સાત [2]પ્રકૃતિઓ સમૃદ્ધ બને અને રાજાને વિષે પ્રીતિવાળી રહે અને વ્યસન વિગેરેથી વિનાશ ન પામે, તેની સંભાળ રાખવી. કૃત્રિમ ચારો અથવા અમાત્યો મંત્રનો ભેદ ન કરે તેની રાજાએ સંભાળ રાખવી, અને મિત્ર ઉદાસીન અને શત્રુ રાજાઓની ચેષ્ટાઓ જાણવી, તથા યોગ્ય સમયે સંધિ અને વિગ્રહ કરવાં. રાજાએ પોતાના જેવા, વૃદ્ધ, સદાચારી, કુલીન, રાજાને વિષે પ્રીતિવાળા, શાસ્ત્રમા નિપુણ, અને મંત્રને ગુપ્ત રાખનાર વીર મંત્રિઓ રાખવા; કારણ કે મંત્રની ગુપ્તિથી વિજય મળે છે, અને રાષ્ટ્ર સુરક્ષિત રહે છે. રાજાએ અતિશય નિદ્રા ન કરવી, પરંતુ સવારમાં જલદી ઉઠી પોતાનાં કાર્યોનો—એક કરતાં વધારે અને બહુ નહિં એવા—

---

૧. ૧ દેશ, ૨ કિલ્લો, ૩ રથ, ૪ હસ્તિ, ૫ અશ્વ, ૬ શૂર યોદ્ધાઓ, ૭ અધિકારિઓ (સેનાપતિ, દુર્ગપાલ વિગેરે), ૮ અંતઃપુર, ૯ અન્ન, ૧૦ અશ્વ રથ વિગેરેની સંખ્યા, ૧૧ શસ્ત્ર, ૧૨ લેખ્ય (હિસાબનું દફતર), ૧૩ તિજોરી, ૧૪ આસવ.

૨. ૧ સ્વામી, ૨ અમાત્ય, ૩ સુહૃદ, ૪ કોશ, ૫ રાષ્ટ્ર, ૬ દુર્ગ (કિલ્લા), અને ૭ સૈન્ય.

મંત્રિઓ સાથે વિચાર કરવો જેથી મંત્ર ગુપ્ત રહે. આ પ્રમાણે વિચાર કરી જે કાર્યો કરવામાં ત્રાસ ઓછો હોય અને પરિણામે ફળ મોટું મળી શકે તેમ હોય, તે કરવાનો નિશ્ચય કરવો, અને નિશ્ચય કરી તેનો જલદી આરંભ કરવો. રાજાના કામદારો તેનામાં સ્નેહ રાખનાર, વિશ્વાસપાત્ર, કુલપરંપરાગત, અને નિર્લોભી હોવા જોઇએ; અને જ્યાં સુધી આરંભેલાં કાર્યો સમાપ્ત ન થયાં હોય, ત્યાં સુધી તેમની કોઇને ખબર પડવી ન જોઇએ. રાજાએ શસ્ત્રાસ્ત્રવિદ્યાના આચાર્યો પાસે રાજકુમારોને તથા મુખ્ય સૈનિકોને શિક્ષણ અપાવવું. રાજાએ દરેક કિલ્લાઓ ધન, ધાન્ય, આયુધ, જલ, યંત્ર, કારિગરો અને ધનુર્ધરોથી ભરપુર રાખવા. રાજાએ એક હજાર મૂર્ખોની મૈત્રી છોડીને પણ એક પંડિતની મૈત્રી કરવી, કારણ કે દરેક જાતની અડચણમાં તે તેને ઘણી મદદ કરે છે. શૂર, બુદ્ધિમાન્, ઇન્દ્રિયનિગ્રહવાળો, અને વિદ્વાન્ એવો એક અમાત્ય પણ રાજાને અથવા રાજપુત્રને મોટી લક્ષ્મી પ્રાપ્ત કરાવી શકે છે. અષ્ટાદશતીર્થ[1] પૈકી મંત્રી, પુરોહિત અને યુવરાજને છોડી

---

૧ મહાભારતના ટીકાકાર નીલકંઠે અષ્ટાદશ તીર્થો નીચે પ્રમાણે આપ્યાં છે.

૧ મંત્રી, ૨ પુરોહિત, ૩ યુવરાજ, ૪ સેનાપતિ, ૫ દ્વારપાલ, ૬ અંતઃપુરાધિકારી, ૭ કારાગારાધિકારી, ૮ કોશાધ્યક્ષ, ૯ રાજશાસન પ્રવર્તક, ૧૦ પ્રદેષ્ટા ( ફોજદારી ગુન્હેગારોને શોધી કાઢી શિક્ષા કરનાર ), ૧૧ નગરાધ્યક્ષ, ૧૨ પ્રાડ્વિવાક ( વ્યવહાર પૂછનાર ), ૧૩ ધર્માધ્યક્ષ ( ન્યાયાધીશ ), ૧૪ સભાધ્યક્ષ,( સરપંચ ), ૧૫ દંડપાલ ( સેનાપતિથી નીચેના દરજ્જાનો લશ્કરી અમલદાર ), ૧૬ દુર્ગપાલ, ૧૭ અંતપાલ, ૧૮ વનપાલ.

દઈ બાકીનાં પંદર તીર્થોનાં ચરિત્રો ત્રણ ત્રણ વિશ્વાસપાત્ર ગુપ્ત ચારોથી રાજાએ જાણવાં. રાજાએ હમેશાં સાવચેત રહી શત્રુઓની પ્રવૃત્તિઓ જાણવી, અને પોતાની પ્રવૃત્તિઓ શત્રુને જાણવા ન દેવી. રાજાએ વિનયયુક્ત, કુલીન, વિદ્વાન, અસૂયા વગરનો અને શાસ્ત્રની ચર્ચામાં કુશળ પુરોહિત રાખવો, તેમજ સામુદ્રિકશાસ્ત્રમાં નિષ્ણાત, જ્યોતિઃશાસ્ત્રને જાણનાર અને સર્વ પ્રકારના ઉત્પાતને જાણનાર જોષી રાખવો. રાજાએ મોટા કામમાં મોટા, મધ્યમ કામમાં મધ્યમ, અને હલકા કામમાં હલકા નોકરોને નિમવા. વળી કુલપરંપરાથી નોકરી કરતા આવેલા, નિષ્કપટ, પવિત્ર અને શ્રેષ્ઠ એવા અમાત્યોને શ્રેષ્ઠકર્મોમાં નિમવા. રાજાએ પ્રજાનો તીક્ષ્ણ દંડ ન કરવો, તેમજ પ્રજાને ત્રાસ આપી તેની પાસેથી ધન ન લેવું. રાજાએ પ્રસન્ન, શૂર, બુદ્ધિમાન, ધૈર્યવાળો, દક્ષ અને રાજાને વિષે પ્રીતિવાળો એવો સેનાપતિ કરવો. રાજાએ દરેક જાતના યુદ્ધમાં કુશળ, હિંમતવાળા, નિષ્કપટ, અને પરાક્રમી એવા મુખ્ય સૈનિકો રાખવા, અને તેમનો માનપૂર્વક સત્કાર કરવો. વળી સૈનિકોને ભક્ત ( દરરોજ આપવાનુ ધાન્ય વિગેરે ) અને વેતન ( પગાર ) રાજાએ નિયમિત રીતે આપવાં, અને તેમાં

---

[1] मंत्री पुरोहितश्चैव युवराजश्चमूपतिः। पंचमो द्वारपालश्च षष्ठोऽतर्वेशिकस्तथा ॥ कारागाराधिकारी च द्रव्यसंचयकृत्तथा। कृत्याकृत्येषु चार्थानां नवमो विनियोजकः ॥ प्रदेष्टा नगराध्यक्षः कार्यनिर्माणकृत्तथा। धर्माध्यक्ष सभाध्यक्षो दण्डपालस्त्रिपंचमः ॥ षोडशो दुर्गपालश्च तथा राष्ट्रान्तपालकः। अटवीपालकान्तानि तीर्थान्यष्टादशैव तु ॥

વિલંબ કરવો નહીં. કારણ કે ભકત અને વેતન નિયમિત રીતે ન મળવાથી સૈનિકોને ત્રાસ થાય છે, અને તેને લીધે તેઓ પોતાના સ્વામિની સાથે બગાડ કરે છે, અને તેથી મહાન્ અનર્થ થાય છે. કોઈ પણ માણસ રાજાની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને બધા પ્રકારના યુદ્ધનાં સાધનો ઉપર પોતાનો એકલાનો હુકમ ન ચલાવે, તેની રાજાએ સંભાળ રાખવી. રાજાએ કોઇ પણ માણસ કોઈ કામમાં પુરૂષાર્થ કરે તો તેને વધારે માન અથવા વેતન આપવું, અને વિદ્વાન્ અને જ્ઞાની માણસોનો તેમના ગુણ પ્રમાણે દાન અને માનથી સત્કાર કરવો. રાજાએ પોતાને માટે મરાયેલા પુરૂષોની સ્ત્રીઓનું પોષણ કરવું, અને ભયથી શરણે આવેલા, અથવા નિર્બળ, અથવા યુદ્ધમાં જીતાયેલા શત્રુનું પુત્રની માફક પાલન કરવું. રાજાએ એવી રીતે વર્તન કરવું, કે જેથી આખી પૃથ્વી તેને સરખી રીતે ચહાય, અને પોતાનાં માતા પિતાની માફક તેના ઉપર વિશ્વાસ રાખે. રાજાએ શત્રુના વ્યસનનો સમય જાણી, પોતાના ત્રણ[1] પ્રકારના બલનો વિચાર કરી, અને બાર[2] પ્રકારના રાજમંડલનો વિચાર કરી, શત્રુ ઉપર યોગ્ય કાલે એકદમ ચઢાઈ કરવી, અને ચઢાઇ કરતા પહેલાં પોતાના સૈન્યને અગાઉથી પગાર આપી દેવો, તેમજ શત્રુના સૈન્યના અધિકારીઓને ગુપ્ત રીતે રત્નો મોકલવાં. રાજાએ પ્રથમ પોતે જીતેન્દ્રિય થવું, અને પછી આળસુ અને વિષયાસકત શત્રુને જીતવા યત્ન કરવો. શત્રુ પ્રત્યે ચઢાઈ કરતા પહેલા સામ, દામ, ભેદ, અને દંડ એ ઉપાયોનો

૧ પ્રભુશક્તિ, મંત્રશક્તિ અને ઉત્સાહશકિત.
૨ જુઓ પ્રકરણ ૩ ( રામાયણના સમયનું રાજ્યતંત્ર. )

પ્રયોગ કરવો. રાજાએ પોતાના રાજ્યનાં મૂલ દૃઢ કર્યા પછી શત્રુ ઉપર ચઢાઇ કરવી અને તેમને જીતવા પરાક્રમ કરવું, અને જીત્યા પછી તેનું રક્ષણ કરવું. રાજાએ અષ્ઠાંગયુક્ત[1] પોતાનું ચતુર્વિધ[2] સૈન્ય તેના ઉપગીઓ સાથે શત્રુ પ્રત્યે મોકલવું. રાજાએ શત્રુની સાથે યુદ્ધ કરતી વખતે તેના રાજ્યમાં ધાન્ય કાઢવાનો સમય અથવા ધાન્ય સંગ્રહ કરવાનો સમય જોઈ યુદ્ધ કરવું, જેથી દુર્ભિક્ષને લીધે શત્રુઓ જલદી તાબે થાય. રાજાએ પોતાના ખાવાના, સ્પર્શ કરવાના અને સુંઘવાના પદાર્થો ઉપર વિશ્વાસ પાત્ર નોકરો રાખવા (જેથી તેમાં કોઇ વિષપ્રયોગ ન કરે); તેમજ તિજોરી, ધાન્ય વિગેરેનો કોઠાર, વાહન, દ્વાર અને આયુધ ઉપર વિશ્વાસપાત્ર નોકરો રાખવા, અને નોકરોનું પરસ્પરથી રક્ષણ કરવુ. રાજાએ પાન, દ્યૂત, કીડા, વિગેરે સવારમાં કરવા નહીં. રાજાએ સમયનો વિચાર કરી આવકના અર્ધા ભાગનો અથવા આવકના પોણા ભાગનો ખર્ચ કરવો. દારિદ્રયથી પીડાતા પોતાના સગા, ગુરૂ, વૃદ્ધ માણસો, વૈશ્યો, કારિગરો, અને આશ્રિતોને રાજાએ ધન અને ધાન્ય આપી મદદ કરવી પોતાની આવક તથા ખર્ચનો હિસાબ દરરોજ સવારમાં લખાય છે કે નહીં, તેની રાજાએ તપાસ રાખવી.

૧ રથ, હાથી, યોદ્ધાઓ, પાયદળ, કામકરનાર (કારીગરો તથા મજુરો), દૂતો, દિશા બનાવનાર, અને ધ્વજ ધારણ કરનારાઓ–આ આઠ સેનાના અંગ છે.

૨ મૌલ (કુલપરંપરાગત નોકરોનુ), મિત્ર (મિત્રરાજાએ મોકલેલુ), આટવિક (જંગલમા રહેલા નિષાદ વિગેરેનુ), ભૃત્ય (પગારી સિપાઇઓનુ)

રાજાએ અનુભવી, અને રાજાનું હિત કરનાર કામદારોને દોષ વગર તેમનાં કામોથી ખસેડવા નહિં. રાજાએ લોભી, ચોર, વૈરી અને બિન અનુભવી નોકરો ન રાખવા. રાજાના કુમાર, સ્ત્રિયો, ચોરો, અથવા લોભી માણસો પ્રજાને પીડા ન કરે, તેની રાજાએ સંભાળ રાખવી, અને ખેડુતોને સંતુષ્ટ રાખવા. રાજ્યમાં ઠેકાણે ઠેકાણે પાણીથી ભરેલાં મોટાં તલાવો રાખવાં, જેથી ખેતીને કેવળ વરસાદના પાણી ઉપર આધાર ન રાખવો પડે. ખેડુતોને[1] અન્ન, અને બીજો ત્રાસ ન પડવા દેવો, અને જરૂર હોય તો તેમના ઉપર કૃપા તરીકે દર મહીને ઓછામાં ઓછું વ્યાજ લઈ દરેકને સો રૂપીયા સુધી ધીરવા. રાજ્યમાં વાર્તાનો[2] પ્રયોગ બરોબર થવો જોઈએ, કારણ કે વાર્તાનો આશ્રય કરવાથી લોકો સુખી થાય છે. રાજાએ દરેક ગામમાં શૂર અને વિદ્વાન્ એવા પાંચ[3] પાંચ અમલદાર નિમવા, અને અમલદારોએ ગામડાંઓમાં રહીને રાજાનું હિત કરવું. રાજ્યના રક્ષણને માટે ગામને નગર જેવાં બનાવવાં (તેમાં વિશેષ લશ્કર વિગેરેનો બંદોબસ્ત રાખવો), અને જંગલના પ્રદેશોને ગામ જેવા બનાવવા. તે બધાંનું ઉત્પન્ન અને હકીકત રાજાને પહોંચે તેવો બંદોબસ્ત રાખવો. આ અમલદારોએ ગામ

---

૧ कच्चिन्न भक्तं बीजं च कर्षकस्यावसीदति ।
प्रत्येकं च शतं वृद्धया ददास्यृणमनुग्रहम् ॥
महाभारत. सभापर्व. अ ५

૨. વાર્તા એટલે અર્થશાસ્ત્ર. તેના ચાર વિભાગ છે. ૧ ખેતી, ૨ વેપાર, ૩ પશુપાલન ૪ વ્યાજનો ધંધો.

૩. પ્રશાસ્તા, સમાહર્તા, સંવિધાતા, લેખક અને સાક્ષી.

નગર વિગેરેનું તથા કિલ્લાઓનું રક્ષણ કરવું. લોકોની અડચણ સાંભળી રાજાએ અંતઃપુરમાં સુખથી સુઇ ન રહેવું, પણ રાત્રિના બીજા તથા ત્રીજા પહોરમાં સુઇ રહી ચોથા પહોરમાં ઉઠવું, અને અલંકાર વિગેરે ધારણ કરી યોગ્ય કાલે મંત્રિઓ સાથે સલાહ કરવી. રક્ત વસ્ત્ર ધારણ કરનારા હાથમાં ખુલ્લી તરવારવાળા અંગરક્ષકો રાજાએ રાખવા. રાજાએ ઔષધનું સેવન કરી અથવા નિયમનું પાલન કરી શારીરિક પીડાને દૂર કરવી, અને વૃદ્ધોની સેવા કરી માનસિક પીડા દૂર કરવી. રાજાએ [1]અષ્ટાંગ ચિકિત્સામાં કુશળ, પોતાના મિત્ર અને પોતાને વિષે પ્રીતિવાળા વૈદ્યો રાખવા. રાજાએ લોભ મોહ અથવા માનથી આવેલા વાદી પ્રતિવાદીને પાછા ન કાઢવા, તેમજ નોકર લોકોનો પગાર ન રોકવો. લોકો એકઠા થઇ રાજાના સામે ન થાય તેની તેણે સંભાળ રાખવી. રાજાએ વિદ્વાન્ બ્રાહ્મણો પાસે જુદા જુદા પ્રકારના યજ્ઞો કરાવવા, અને તેમને પુષ્કળ દક્ષિણા આપવી. રાજાએ સગાઓ, ગુરૂ, વૃદ્ધ, દેવ, તપસ્વિ, બ્રાહ્મણો વિગેરેને નમસ્કાર કરવો. આર્ય અને સદાચારી માણસને ચોરીના આરોપથી શાસ્ત્રને નહીં સમજનારા અધિકારીઓ લોભને લીધે મારે નહીં, તેની રાજાએ દેખરેખ રાખવી. તેમજ મુદ્દામાલ સાથે પકડાયલા ચોરને દ્રવ્યના લોભથી કોઈ છોડી ન મુકે, તેની પણ તપાસ રાખવી. કોઈ પણ બાબતમાં ધનવાન્ અને ગરીબ વચ્ચે ઉપસ્થિત થયેલા વ્યવહારમાં અમાત્યો વિપરીત

---

૧ નિદાન, પૂર્વરૂપ, રૂપ, ઉપશય, સંપ્રાપ્તિ, ઔષધી, રોગી અને પરિચારક એ ચિકિત્સાનાં આઠ અંગ છે.

ન્યાય ન આપે તેની રાજાએ દેખરેખ રાખવી. ૧ નાસ્તિકપણું, ૨ અસત્ય, ૩ ક્રોધ, ૪ પ્રમાદ (બેદરકારી), ૫ દીર્ઘસૂત્રીપણું, (કામ કરવામા ઢીલ), ૬ જ્ઞાની માણસોના સમાગમનો અભાવ, ૭ આળસ, ૮ ઇંદ્રિયોના વિષયોમાં આસક્તિ, ૯ કોઇ પણ બાબતનો પોતે એકલાએજ વિચાર કરવો, ૧૦ કાર્યને નહિં જાણનાર માણસો સાથે તે કાર્યનો વિચાર કરવો, ૧૧ કરવાને નિશ્ચિત કરેલાં કાર્યનો આરંભ ન કરવો, ૧૨ મંત્રની ગુપ્તિ ન રાખવી, ૧૩ માંગલિક પ્રયોગો ન કરવા, ૧૪ સર્વ બાજુએ એકી વખતેં યુદ્ધ શરૂ કરવું,—એ ચૌદ દોષોનો રાજાએ હમેશાં ત્યાગ કરવો; કારણ કે દઢમૂલ થયેલા રાજાઓ પણ આ દોષોથી વિનાશ પામે છે. રાજાએ દૂરથી આવતા વેપારીઓ પામે બરોબર દાણ લેવાય છે કે કેમ. અને મોટા વેપારીઓ નગરોમાં અને રાજ્યમાં કપટથી છેતરાયા શિવાય માલ લાવે છે કે કેમ, તેની દેખરેખ રાખવી. ધર્મને જાણનાર વૃદ્ધ માણસોનો ઉપદેશ રાજાએ હમેશાં સાંભળવો. રાજાએ પોતાનાં ધાન્ય ફળ વિગેરે પાકે અથવા ઘણી ગાયો થાય તે વખતે બ્રાહ્મણોને ધાન્ય ઘી વિગેરે મફત આપવું. દરેક કારિગરને રાજાએ ચાર માસ સુધી ચાલી શકે તેટલાં પોતાના કામ કરવાનાં સાધનો પુરા પાડવાં. (જેમકે ચિત્રકારને રંગ વિગેરે આપવા.) રાજાએ ગજવિદ્યા, અશ્વવિદ્યા, રથવિદ્યા, ધનુર્વેદ, અને નગરને હિતકારક યંત્રવિદ્યા, એ બધાનું જ્ઞાન પ્રાપ્ત કરવું. તેમજ દરેક પ્રકારનાં મંત્રયુક્ત આયુધો તથા અભિચાર પ્રયોગો 'અને શત્રુને મારવામાં ઉપયોગી વિષપ્રયોગો સંપૂર્ણ રીતે રાજાએ જાણવા જોઇએ. પોતાની પ્રજાનું વ્યાઘ્ર, અગ્નિ, રોગ,

[1]રાક્ષસ વિગેરેના ભયથી રક્ષણ કરવું. આંધળા મુંગા, લંગડા, અંગરહિત, સગાવહાલા શિવાયના અને ભિક્ષુકો, એ બધાનું રાજાએ પાલન કરવું. નિદ્રા, આળસ, ભય ક્રોધ, નરમાશ અને અને દીર્ઘસૂત્રીપણું, એ છ દોષોનો રાજાએ ત્યાગ કરવો. ”

આ પ્રમાણે નારદનો ઉપદેશ સાંભળી પાંડવોએ ધર્મ અને રાજનીતિ અનુસાર રાજકારભાર ચલાવ્યો.

ત્યાર પછી પાંડવોએ દિગ્વજય કરી રાજસૂય યજ્ઞ કર્યો. તેમનું આવું ઐશ્વર્ય જોઇ દુર્યોધન વિશેષ બળવા લાગ્યો, અને છળકપટથી તેમને રાજ્યભ્રષ્ટ કરવા માટે દ્યુત રમવા તેણે યુધિષ્ઠિરને આમંત્રણ કર્યું, અને યુધિષ્ઠિરે તે કબૂલ કર્યું. શકુનીના પ્રપંચથી પાંડવો હાર્યા, અને ૧૨ વર્ષનો વનવાસ ભોગવવા માટે તેઓ રાજપાટ છોડી મૃગચર્મ ધારણ કરી હસ્તિનાપુરમાંથી ચાલી નિકળ્યા. આ પ્રસંગે પણ ભીષ્મ દ્રોણાદિએ જોર માર્યું નથી. બાર વર્ષનો વનવાસ ભોગવી તેરમે વર્ષે તેમને ગુપ્ત રહેવાનું હતું, તેથી વેષ બદલી વિરાટરાજાને ત્યાં રહ્યા, અને તેર વર્ષ પુરાં થતાં પ્રગટ થયા. વિરાટરાજાએ પોતાની પુત્રી ઉત્તરાને અર્જુનના પુત્ર અભિમન્યુ સાથે પરણાવી, અને તે પ્રસંગે બધા મિત્રરાજાઓ વિરાટરાજાને ત્યાં ભેગા થયા. આ વખતે યુધિષ્ઠિરે પોતાનું રાજ્ય પાછું લેવા માટે શ્રીકૃષ્ણને દૂત તરીકે ધૃતરાષ્ટ્ર પાસે મોકલ્યા. દુર્યોધને શ્રીકૃષ્ણને પાશથી બાંધી લેવા તૈયારી કરી, પણ તે વાત સમજાઇ જવાથી શ્રીકૃષ્ણ સાત્યકી તથા કૃષ્ણવર્માનો હાથ પકડીને સભામાંથી બહાર

૧ નરમાંસનું ભક્ષણ કરનારને રાક્ષસ કહેવામા આવતા.

નિકળી ગયા, અને પાછા વિરાટ રાજાને ત્યાં જઇ પાંડવોને યુદ્ધની તૈયારી કરી કુરૂક્ષેત્રમાં પ્રયાણ કરવા કહ્યું, અને યુદ્ધમા પોતે અર્જુનનું સારથ્ય કરવાનું કબૂલ કર્યું. તે સમયની પ્રચલિત ધર્મભાવનાથી પ્રેરાઈ અર્જુને ગુરૂઓ તથા બંધુઓ સાથે યુદ્ધ કરવા ના પાડી,ત્યારે શ્રીકૃષ્ણે વેદધર્મના ખરા સિદ્ધાન્તોનો અર્જુનને ઉપદેશ કર્યો, અને તેને વેદધર્મમાં પ્રવૃત્ત કર્યો. મહાભારતના સમયની ખોટી ધર્મભાવનાઓરૂપી અંધકારનો નાશ કરનાર વેદધર્મના સારરૂપી દેદીપ્યમાન જ્યોતિ, શ્રીમદ્ભગવદ્ગીતાના નામથી, આખા વિશ્વમાં આજ સુધી પણ પ્રકાશ આપી રહી છે. 'स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः' " વેદધર્મથી ઠરેલું પોતાનું કર્તવ્ય બજાવતાં પ્રાણ જાય તો તે પણ વ્યક્તિના તથા રાષ્ટ્રના કલ્યાણને માટે છે. પણ વેદધર્મથી ઠરેલું પોતાનું કર્તવ્ય છોડી બીજાને માટે ઠરેલું કર્મ જે મનુષ્ય કરે, તો તેનાથી આખું રાષ્ટ્ર જોખમમાં આવી જાય છે." આ શ્રીકૃષ્ણના ઉપદેશનો સાર છે.

શ્રીકૃષ્ણની સલાહ પ્રમાણે યુદ્ધ કરવાથી પાંડવોએ કૌરવોનો વિનાશ કરી કુરૂક્ષેત્રના યુદ્ધમાં વિજય મેળવ્યો, અને હસ્તિનાપુરની રાજગાદી ઉપર યુધિષ્ઠિરનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો. બ્રાહ્મણોના હાથે અભિષેક થયા પછી શ્રીકૃષ્ણે રત્નજડિત રાજમુકુટ રાજા યુધિષ્ઠિરને ધારણ કરાવ્યો. રામાયણના સમયમાં આ વિધિ રાજપુરોહિતને હાથે થતી, પણ આ સમયમાં રાજપુરોહિતની યોગ્યતાના બ્રાહ્મણો નહિ હોવાથી શ્રીકૃષ્ણે તે ક્રિયા કરી હશે, એમ આપણને લાગે છે.

આવી રીતે રાજ્ય સંપાદન કર્યા પછી પણ યુધિષ્ઠિરને

શાંતિ મળી નહિ. અને તેમણે શ્રીકૃષ્ણને કહ્યું, કે "મારે તો આ રાજ્ય નથી જોઇતું. યુદ્ધમાં થયેલા પ્રાયશ્ચિત્તનું નિવારણ કરવા સારૂં મારે તો વનમાં જઇ તપશ્ચર્યા કરવી છે. માટે આપ મારા ત્રમે તે ભાઇનો રાજ્પદ ઉપર અભિષેક કરો." આ સાંભળી શ્રીકૃષ્ણ ચકિત થયા અને બધા પાંડવોને તેડીને જ્યાં ભીષ્મ બાણશય્યા ઉપર પડયા હતા ત્યાં ગયા. તેમણે ઋષિઓથી વીંટાયલા ભીષ્મને જોયા. શ્રીકૃષ્ણને જોતા બરાબરજ ભીષ્મના હૃદયમાં પ્રેમ ઉભરાઇ આવ્યો, અને તેમણે શ્રી કૃષ્ણની સ્તુતિ કરી. આથી પ્રસન્ન થયેલા શ્રીકૃષ્ણે ભીષ્મના ઉપર પોતાની અમીદૃષ્ટિ નાંખી, અને તેથી ભીષ્મને વાગેલાં બાણોની પીડા શમી ગઇ, અને તેમના હૃદયમાં દિવ્ય જ્ઞાન પ્રગટ થયું.[1] ત્યાર પછી યુધિષ્ઠિરને રાજધર્મનો ઉપદેશ કરીને શાન્તિ આપવા શ્રીકૃષ્ણે ભીષ્મને કહ્યું, અને શ્રીકૃષ્ણના અનુગ્રહથી દિવ્યજ્ઞાન પામેલા ભીષ્મે, યુધિષ્ઠિરે જે પ્રમાણે પ્રશ્નો પૂછયા, તે પ્રમાણે તેમને ધર્મનો ઉપદેશ કરી શાન્તિ આપી.

---

१. न ते ग्लानिर्न ते मूर्छा न दाहो न च ते रुजा ।
प्रभविष्यन्ति गांगेय क्षुत्पिपासे न चाप्युत ॥
ज्ञानानि च समग्राणि प्रतिभास्यन्ति तेऽनघ ।
न च ते क्वचिदासक्तिर्बुद्धेः प्रादुर्भविष्यति ॥
म. भारत. शान्तिपर्व. अ ५२

૧ અર્થ—શ્રીકૃષ્ણે કહ્યુ "હે ભીષ્મ મારી કૃપાથી તમને ગ્લાનિ, મૂર્છા, દાહ, ભૂખ, તરસ વિગેરે કશું થશે નહીં. દરેક પ્રકારના જ્ઞાન તમને પ્રગટ થશે, અને કોઇ પણ ઠેકાણે તમારી બુદ્ધિ અચકશે નહિં.

યુધિષ્ઠિરે ભીષ્મને પ્રથમ રાજાના ધર્મો કહેવા વિનંતિ કરી, તેથી તેના ઉત્તરમા ભીષ્મે ક્રમે ક્રમે સમગ્ર રાજનીતિ-શાસ્ત્રનું વર્ણન આપ્યું છે, પરંતુ તેનો ઘણો ખરો ભાગ રામાયણના પ્રકરણમાં તથા કેટલોક સારાંશ આ પ્રકરણમાંના નારદના ઉપદેશમાં આવી ગયો છે, તેથી અત્રે ફકત મુખ્ય ધર્મોનો નીચે પ્રમાણે સારાંશ આપ્યો છે.

## રાજધર્મ શાન્તિપર્વ

" જેમ બ્રાહ્મણનો મુખ્ય ધર્મ દાન, અધ્યયન અને તપ છે, તેમ ક્ષત્રિયનો મુખ્ય ધર્મ યુદ્ધમાં પરાઙ્મુખ ન થવું તે છે. પોતાના પિતા, પિતામહ, ગુરૂ, ભ્રાતા અને સગાઓ પણ જો ખોટે રસ્તે ચાલે, તો તેમને યુદ્ધમાં મારવા એ ક્ષત્રિયનો ધર્મજ છે. ક્ષત્રિયને રણક્ષેત્રમાં યુદ્ધ કરવા સારૂ આહ્વાન થાય તો તેણે અવશ્ય યુદ્ધ કરવું, કારણ કે તેમ કરવાથી તેને ધર્મ, સ્વર્ગ અને ઉત્તમ લોક મળે છે, એમ મનુએ કહ્યું છે. રાજાએ હમેશાં પુરૂષાર્થ કરવો, કારણ કે પુરૂષાર્થ શિવાય દૈવ કાંઇ કાર્ય સિદ્ધ કરી આપતું નથી. એકવાર યત્ન નિષ્ફળ જાય તો ફરીથી કરવો, તેમજ સત્યનું હમેશાં અવલંબન કરવું, એ રાજાનો મુખ્ય ધર્મ છે. સત્યનું અવલંબન કરવાથી રાજા આ લોકમાં અને પરલોકમાં સુખ ભોગવે છે. જે રાજા ગુણવાન્, શીલવાળો, જીતેન્દ્રિય, મૃદુ, ધર્મને પાલન કરનાર, ઉદાર અને પ્રસન્ન મુખથી બોલનાર હોય છે, તેની લક્ષ્મી કદી જતી નથી. રાજાએ બધી બાબતમાં મૃદુતા રાખવી, પણ રાજનીતિનું અનુસરણ કરતાં તીક્ષ્ણતા રાખવી, કારણ કે જો મૃદુતા રાખે

તો લોકો તેના કાબુમાં રહેતા નથી. રાજાએ કદી બ્રાહ્મણોને દ્વેષ ન કરવો, કારણ તેમ કરવાથી તેનો વિનાશ થાય છે. રાજાએ બ્રાહ્મણનો શારીર દણ્ડ ન કરવો, પણ તેને બદલે તેને દેશપાર કરવો રાજાએ ચાતુર્વર્ણ્ય ઉપર દયા રાખવી અને જેમ બને તેમ પ્રજાને પ્રસન્ન રાખવી, કારણ કે બધા પ્રકારના દુર્ગમા નરદુર્ગ સૌથી શ્રેષ્ઠ માનેલો છે. રાજાએ કોઇ પણ પ્રકારના વ્યસનમાં આસકત ન થવું, કારણ કે વ્યસની માણસ હમેશા

રે છે, રાજાના દોષને બહાર પાડે છે, પોતાના પગારથી અસં-તુષ્ટ રહે છે, અને રાજાને એક પુતળા તરીકે રમાડે છે. આવી રીતે રાજા જો મૃદુ અથવા નોકરો સાથે હાસ્ય કરનાર હોય તો થાય છે. જગતમા બે વસ્તુઓ વિનાશ પામે છે. એક વિરોધ નહીં કરનાર રાજા, અને બીજો પ્રવાસ નહીં કરનાર બ્રાહ્મણ. રાજાઓએ સંધિ કરવા લાયક રાજા સાથે સંધિ કરવી, અને વિગ્રહ કરવા લાયક રાજા સાથે વિગ્રહ કરવો પોતાનો ગુરૂ હોય પણ તે જો કાર્યાકાર્ય ન સમજે ગર્વિષ્ઠ હોય અને ખોટે રસ્તે ચાલે, તો રાજાએ તેનો પણ દંડ કરવો. ઉદાહરણ તરીકે બાહુના પુત્ર બુદ્ધિમાન્ સગર રાજાએ પોતાનો મોટો પુત્ર અસમંજસ્ નગરના લોકના છોકરાઓને સરયૂ નદીમા ડુબાડતો, માટે તેનો ત્યાગ કર્યો. તેમજ ઉદ્દાલક મુનિએ પોતાનો પ્રિય પુત્ર શ્વેતકેતુ બ્રાહ્મણોને ત્રાસ આપતો, તેથી તેનો ત્યાગ કર્યો. માટે આ ઉપ-રથી એમ જણાય છે, કે લોકોનું રંજન કરવું એજ રાજાનો મુખ્ય ધર્મ છે. તેમજ રાજાએ સત્યનું રક્ષણ કરવુ અને પ્રજાને ન્યાય આપવો. રાજાએ લોકોના દ્રવ્યનો નાશ ન કરવો અને લોકોના લેણા યોગ્ય કાલે અપાવવા પરાક્રમી, સત્યવાદી,

નિમણુંક કરવી. હમેશાં પોતાની તિજોરી વધારવા રાજાએ યત્ન કરવો. રાજાએ અસત્પુરૂષો પાસેથી દ્રવ્ય લેવું, અને સત્પુરૂષોને આપવું. રાજાએ શૂર, રાજભકત, શત્રુથી ભેદ ન કરી શકાય તેવા, કુલીન, નિરોગી, સભ્ય અને સભ્ય પરિવારવાળા, વિદ્વાન્, લોકનો વ્યવહાર સમજનારા, પરલોકનો ભય રાખનારા, ધર્મિષ્ઠ, સદાચારી, અને પર્વતના જેવા અડગ, સહાયો રાખવા. રાજાએ પોતાના જેવા ઉપભોગ તેમને પણ આપવા, માત્ર પોતે વિશેષમાં છત્ર રાખવું, અને પોતે બધાને આજ્ઞા કરવી, અને તેમની સાથે પ્રત્યક્ષમાં તથા પરોક્ષમાં સરખું વર્તન કરવું. આમ કરવાથી રાજાને કદી ખેદ કરવો પડતો નથી. જે રાજા સર્વની ઉપર શંકા રાખનાર, બધાનું દ્રવ્ય હરણ કરનાર, કુટિલ અને લોભી હોય છે, તેનો તેનાજ માણસો થોડા વખતમાં વિનાશ કરે છે. જે રાજા પવિત્ર, લોકનું રંજન કરનાર, બુદ્ધિમાન, ત્યાગી, શત્રુનાં છિદ્ર કાઢનાર, સારી આકૃતિવાળો, દરેક વર્ણને ન્યાય આપનાર, કામનો જલદી નિકાલ કરનાર, ક્રોધ રહિત, હમેશાં પ્રસન્ન, મોટા મનવાળો, ઉદ્યમી, બડાઈ ન કરનાર અને આરંભેલાં કાર્યને પૂર્ણ કરનાર હોય છે, તે સૌથી શ્રેષ્ઠ રાજા છે. જે રાજાના રાજ્યમાં જેમ પિતાના ઘરમાં પુત્રો ફરે તેમ લોકો નિર્ભય ફરે છે, અને નગર તથા શહેરમાં રહેનારા લોકો પોતાનો સંપૂર્ણ વૈભવ પ્રગટ કરી શકે છે, તે રાજા સર્વોત્તમ છે. જે રાજાના રાજ્યમાં લોકો પોતપોતાનાં કામ નિર્ભય રીતે કરે છે, રાજાને વશ રહે છે, અને તકરાર કરતા નથી, તેમજ લોકોમાં છલ, કપટ, પ્રપંચ કે વૈર હોતું નથી, તે રાજાએજ ખરો સનાતન ધર્મ પાળ્યો છે. પ્રથમ પર-

શુરામે રામનું ચરિત કહીને રાજાને માટે કહ્યું છે, કે [1]માણસે પહેલાં સારો રાજા પ્રાપ્ત કરવો, પછી સ્ત્રી, અને પછી ધન, કારણ રાજા સારો ન હોય તો સ્ત્રી અને ધનનો શી રીતે ઉપભોગ કરી શકાય. માટે પ્રજાના રક્ષણ શિવાય રાજાનો બીજો કોઇ શ્રેષ્ઠ ધર્મ નથી. તેમજ પ્રાચેતસ મનુએ પણ રાજાના ધર્મ માટે નીચે પ્રમાણે શ્લોકો કહ્યા છે. "[2]બુદ્ધિમાન્ પુરૂષે સમુદ્રમાં તુટેલી હોડીની પેઠે નીચેની છ વસ્તુઓનો ત્યાગ કરવો. ( ૧ ) પ્રવચન નહીં કરનાર આચાર્ય, ( ૨ ) વેદાધ્યયન નહીં કરનાર ઋત્વિજ, ( ૩ ) રક્ષણ નહીં કરનાર રાજા, ( ૪ ) અપ્રિય વચન બોલનારી સ્ત્રી, ( ૫ ) ગામમાં રહેવાની ઇચ્છા કરનાર ગોવાળ, અને ( ૬ ) વનમાં રહેવાની ઇચ્છા કરનાર હજામ."

### अ રાજનીતિશાસ્ત્રની ઉત્પત્તિ.

પછી યુધિષ્ઠિરે ભીષ્મપિતામહને રાજાનું મહત્ત્વ અને રાજાની ઉત્પત્તિ વિષે પ્રશ્ન પૂછયો, અને તેના ઉત્તરમાં ભીષ્મે

---

१ राजानं प्रथमं विंदेत्ततो भार्यां ततो धनम् ।
राजन्यसति लोकस्य कुतो भार्या कुतो धनम् ॥
म. भारत शान्तिपर्व.
अ ४७ श्लो. ४१

२. षडेतान्पुरुषो जह्याद्भिन्नां नावमिवार्णवे ।
अप्रवक्तारमाचार्यमनधीयानमृत्विजम ॥
अरक्षितारं राजानं भार्यां चाप्रियवादिनीम् ।
ग्रामकामं च गोपालं वनकामं च नापितम् ॥
म. भारत. शान्तिपर्व.
अ. ५७ श्लो. ४४. ४५

રાજાની ઉત્પત્તિ તથા રાજનીતિશાસ્ત્રની ઉત્પત્તિનું સવિસ્તર વર્ણન આપ્યું છે, જેનો સાગશ નીચે પ્રમાણે છે.

" હે યુધિષ્ઠિર, કૃતયુગમાં પ્રથમ રાજ્ય કેવી રીતે ઉત્પન્ન થયું, તેનું હું સવિસ્તર વર્ણન આપું છુ, તે તમે સાંભળો. પહેલાં કૃતયુગમાં રાજાએ ન હતો અને દંડ પણ ન હતો. લોકો પોતે ધર્મનું આચરણ કરતા હતા અને પરસ્પરનું રક્ષણ કરતા હતા. આમ વર્તન કરતાં તેમને ખેદ થયો અને ખેદથી મોહ થયો. આવી રીતે માણસોને જ્યારે મોહ થયો ત્યારે તેમનું જ્ઞાન ગયું તેથી ધર્મ પણ નાશ પામ્યો. પછી તેઓ લોભને વશ થયા, અને ત્યાર પછી તેમનામાં કામ ઉત્પન્ન થયો. કામથી રાગ ઉત્પન્ન થયો અને રાગથી આક્રાન્ત થવાથી તેઓ કાર્યાકાર્ય, ગમ્યાગમ્ય, વાચ્યાવાચ્ય, ભક્ષ્યાભક્ષ્ય, અને દોષાદોષને ન સમજી શકયા. આવી રીતે લોકનો નાશ થવાથી વેદનો નાશ થયો, અને વેદનો નાશ થવાથી ધર્મનો નાશ થયો. વેદ અને ધર્મનો નાશ થવાથી દેવોને પણ યજ્ઞનો ભાગ ન મળવા લાગ્યો, તેથી તે પણ ત્રાસ પામ્યા, અને બ્રહ્માને શરણે ગયા. પછી તેમણે બ્રહ્માની સ્તુતિ કરી બધી હકીકત કહી,ત્યારે બ્રહ્માએ તેમને નિર્ભય રહેવા કહ્યું, અને [1]પોતાની બુદ્ધિથી એક લાખ અધ્યાયનો ગ્રંથ રચ્યો. આ ગ્રંથમાં તેમણે સમગ્ર રાજનીતિશાસ્ત્રનું તથા રાજાને ઉપયોગી તમામ વિદ્યાઓનું વર્ણન આપ્યું. પછી બ્રહ્માએ દેવોને બોલાવી કહ્યું,આ રાજનીતિરૂપી મારી બુદ્ધિનું તત્ત્વ લોકોના ઉપકાર માટે તૈયાર કર્યું છે.

---

૧. ततोऽध्यायसहस्राणां शतं चक्रे स्वबुद्धिजम् ।
म. भारत शान्तिपर्व. अ. ५९

આ [1]નીતિશાસ્ત્ર દંડની મદદથી લોકોનું રક્ષણ કરશે, અથવા દંડથી એ સફળ થશે, અથવા દંડનો એ ઉપયોગ કરશે, માટે એ દંડનીતિના નામથી ત્રણે લોકમાં પ્રસિદ્ધ રહેશે. [2]બ્રહ્માએ આ દંડનીતિ શંકરને ભણાવી, પણ શંકરે પ્રજાઓના આયુષ્યનો હ્રાસ જોઇને આ ગ્રંથને દશહજાર અધ્યાયમાં સંક્ષિપ્ત કર્યો, એટલે એનું નામ वैशालाक्ष પડયું. પછી શંકર પાસેથી ઇન્દ્રે આ શાસ્ત્રનું ગ્રહણ કર્યું. ઇન્દ્રે તેનો પાંચ હજાર અધ્યાયમાં સંક્ષેપ કર્યો, અને એનું નામ बाहुदन्तक પાડયું. ઇન્દ્ર

---

१. दंडेन सहिता ह्येषा लोकरक्षणकारिका ।
दंडेन नीयते चेदं दंडं नयति वा पुनः ।
दंडनीतिरितिख्याता त्रीन्लोकानभिवर्तते।)

२ ततस्तां भगवन्नीति पूर्वं जग्राह शंकरः ।
प्रजानामायुषो ह्रासं विज्ञाय भगवाञ्शिवः ॥
संचिक्षेप ततः शास्त्रं महार्थं ब्रह्मणाकृतम् ।
वैशालाक्षमिति प्रोक्तं तदिन्द्रः प्रत्यपद्यत ॥
दशाध्यायसहस्राणि सुब्रह्मण्यो महातपाः ।
भगवानपि तच्छास्त्रं संचिक्षेप पुरंदरः ॥
सहस्रैः पंचभिस्तात यदुक्तं बाहुदन्तकम् ।
अध्यायानां सहस्रैस्तु त्रिभिरेव बृहस्पतिः ॥
संचिक्षेपेश्वरो बुद्ध्या बार्हस्पत्यं तदुच्यते ।
अध्यायानां सहस्रेण काव्यः संक्षेपमब्रवीत् ।
तच्छास्त्रममितप्रज्ञो योगाचार्यो महायशाः ।
एवं लोकानुरोधेन शास्त्रमेतन्महर्षिभिः ।
संक्षिप्तमायुर्विज्ञाय मर्त्यानां ह्रासमेव च ॥

महाभारत शान्तिपर्व अ ५९

પાસેથી બૃહસ્પતિએ એનું ગ્રહણ કરીને ત્રણ હજાર અધ્યાયમાં સંક્ષેપ કર્યો અને તેનું નામ બાર્હસ્પત્ય પાડયું. બૃહસ્પતિ પાસેથી શુક્રે આ શાસ્ત્રનું ગ્રહણ કર્યું, અને શુક્ર પાસેથી યોગાચાર્યે ગ્રહણ કર્યું. આવી રીતે મહર્ષિઓએ લોકોનું આયુષ્ય ટુંકું થતું જોઇ આ શાસ્ત્રનો સંક્ષેપ કર્યો. પછી દેવોએ વિષ્ણુ પાસે જઈ કહ્યું, કે-હે ભગવન્ મનુષ્યોમા શ્રેષ્ઠતા પ્રાપ્ત કરવાને લાયક કોઈ હોય તો બતાવો. પછી વિષ્ણુએ વિચાર કરીને પોતાનો માનસ પુત્ર તેજસ્વી વિરજસ્ નામનો ઉત્પન્ન કર્યો. પણ વિરજસે પૃથ્વીનું રાજ્ય ઇચ્છયું નહીં, અને વૈરાગ્યની ઇચ્છા કરી. તેનો પુત્ર કીર્તિમાન્ નામનો થયો, પરન્તુ તેણે પણ વૈરાગ્યની ઇચ્છા કરી. કીર્તિમાનનો પુત્ર કર્દમ થયો તેણે પણ મોટું તપ કર્યું. કર્દમનો અનંગનામનો પુત્ર દંડનીતિશાસ્ત્રમા નિપુણ અને પ્રજાનો રક્ષણ કરનારો થયો. તેના પછી વેન ગાદી ઉપર આવ્યો, પરંતુ તે રાગદ્વેષને અધીન થયો, અને ધર્મથી ભ્રષ્ટ થયો, તેથી ઋષિઓએ તેને મારી નાખ્યો પછી રૂષિઓએ તેની જમણી સાથળનું મંથન કર્યું, તેમાથી એક બળેલા થાંભલા જેવો કાળો, ઠીંગણો, કાળા વાળવાળો અને રક્તનેત્રવાળો પુરૂષ ઉત્પન્ન થયો. તેને ઋષિઓએ નિષીદ (બેસ) એમ કહ્યું, એટલે તેનામાથી જંગલમાં અને પર્વતમાં રહેનારા ક્રૂર નિષાદો તથા વિંધ્યમા રહેનારા હજારો મ્લેચ્છો ઉત્પન્ન થયા. પછી ઋષિઓએ વેનના જમણા હાથનું મંથન કર્યું, એટલે તેનામાંથી ઇન્દ્રના જેવો રૂપવાન્, તરવાર કવચ ધનુષ્ય અને બાણને ધારણ કરનાર, વેદ વેદાંગ અને ધનુર્વેદમાં પારંગત પુરૂષ ઉત્પન્ન થયો. તેણે સમગ્રદંડનીતિશાસ્ત્ર ધારણ

કર્યું. પછી તેણે ઋષિઓની સ્તુતિ કરી પોતાનું કર્તવ્ય પૂછયું, એટલે ઋષિઓએ તેને વેદ તથા ધર્મનું પાલન કરી પૃથ્વીનું રાજ્ય કરવા કહ્યું. આનું નામ પૃથુરાજા હતું. શુક પોતે એના પુરોહિત થયા, અને ગર્ગ મહર્ષિ એના સાંવત્સર (જોષી) થયા. પૃથ્વી ખાડા ટેકરાવાળી હતી તેને એણે સરખી બનાવી, અને પૃથ્વીએ તેને શ્રેષ્ઠ પ્રકારનાં રત્નો આપ્યાં. તેણે દણ્ડનીતિશાસ્ત્રને અનુસરી પ્રજાનું પાલન કરી રંજન કર્યું, તેથી તે [1]રાજા કહેવાયો. આવી રીતે દંડનીતિશાસ્ત્રને જાણનાર રાજા વિષ્ણુનો અંશ છે તેથી મનુષ્ય માત્રથી તે શ્રેષ્ઠ છે."

## આ રાજાની ઉત્પત્તિ તથા પ્રજાના ધર્મો

યુધિષ્ઠિરે ભીષ્મપિતામહને પ્રજાના રાજા પ્રત્યે શા ધર્મો છે તે પૂછયું, એટલે ભીષ્મપિતામહે જે ઉત્તર આપ્યો, તેનો સારાંશ નીચે પ્રમાણે છે.

"રાજ્યપદ માટે પસંદ કરેલો રાજા ઇન્દ્રરૂપ છે. માટે સમૃદ્ધિની ઇચ્છા કરનાર માણસે હમેશાં રાજાને ઇન્દ્ર પ્રમાણે માન આપવું જોઇએ. જેમને સમૃદ્ધિની ઇચ્છા હોય તેમણે જરૂર રાજા કરવો જોઇએ, કારણ કે જે દેશમાં રાજા હોતો નથી તે દેશમાં લોકોના પૈસા તથા સ્ત્રીઓ સુરક્ષિત રહેતાં નથી. અરાજક દેશમાં પાપી માણસ બીજાનું દ્રવ્ય લઇને સંતુષ્ટ થાય છે, અને તેનું દ્રવ્ય જ્યારે બીજા લોકો લઇ જાય છે, ત્યારે તે

---

૧. रंजिताश्च प्रजाः सर्वास्तेन राजेति शब्द्यते ।
म. भारत. शान्तिपर्व.
अ. ५९

રાજાની ઇચ્છા કરે છે. તે વખતે પાપી માણસોને પણ કદી સુખ મળતું નથી, કારણ એકની વસ્તુ બે માણસ મળી છીનવી લે છે, અને બેની ત્રણ જણ મળી છીનવી લે છે. જે ગુલામ ન હોય તેને ગુલામ બનાવવામાં આવે છે, તથા બલાત્કારથી સ્રીઓનું હરણ કરવામાં આવે છે. આજ કારણથી દેવોએ રાજાઓને ઉત્પન્ન કર્યા. જો લોકમાં શિક્ષા કરનાર રાજા ન હોય, તો પાણીમાં મત્સ્યની પેઠે બલવાન્ માણસો દુર્બલ માણસોનું ભક્ષણ કરે. અમે સાંભળ્યું છે કે પ્રાચીન કાળમાં રાજા ન હોવાને લીધે પાણીમાં મત્સ્યની પેઠે પ્રજાઓ પરસ્પર દુર્બલનું ભક્ષણ કરી વિનાશ પામી. વળી હમે સાંભળ્યું છે કે તે પ્રજાઓએ પછી એકત્ર થઇને ઠરાવ કર્યો કે “ આપણામાંનો જે કોઈ બોલાબોલી કરે અથવા મારામારી કરે અથવા વ્યભિચાર કરે અથવા આપણા ઠરાવનું ઉલ્લંઘન કરે તેનો ત્યાગ કરવો. ” બધી વર્ણોને સરખી રીતે વિશ્વાસ પડે તેટલા માટે તે પ્રમાણે ઠરાવ કર્યો અને તે પાળ્યો. પછી તે લોકોને આ રીતે પણ સુખ ન મળ્યું, તેથી એકઠા થઇને તેઓ બ્રહ્મા પાસે ગયા, અને કહ્યું ‘ હે ભગવન્ અમે રાજા શિવાય વિનાશ પામીએ છીએ માટે હમને રાજા આપો, જેનું અમે પૂજન કરીએ અને જે અમારૂં પાલન કરે. ” પછી બ્રહ્માએ મનુને રાજા થવા કહ્યું, પણ મનુએ તે સ્વીકાર્યું નહીં. મનુએ કહ્યું ‘ હું પાપવાળું કર્મ કરવાથી ડરૂં છું. રાજ્ય કરવું એ ઘણું કઠણ કામ છે, અને તેમાં ખાસ કરીને માણસો ઉપર, કે જેઓ હમેશાં અસત્ય આચરણ કરનારા હોય છે. ’ ( એટલે તેમાં પાપ થવાનો સંભવ છે. )

પછી પ્રજાઓએ મનુને કહ્યું, ' તમે ડરશો નહીં, અમે તમને પશુ અને સુવર્ણ ચાંદી વિગેરેનો પાંચમો ભાગ તથા ધાન્યનો દશમો ભાગ વિગેરે ધન આપીશું, જેથી તમારો ખજાનો વધતો રહેશે. ઇન્દ્રની પાછળ જેમ દેવો ચાલે છે, તેમ મુખ્ય માણસો પોતાનાં ઉત્તમ શસ્ત્રો અને વાહનો સાથે તમારી પાછળ ચાલશે. હે રાજન્ આવી રીતે તમે બળવાન્ અને પ્રતાપી થશો. શત્રુઓ તમારા ઉપર હુમલો કરી શકશે નહીં, અને કુબેર જેમ યક્ષોને સુખ આપે છે, તેમ તેમ અમને સુખ આપશો. તમારા વડે સારી રીતે રક્ષણ કરાયલી પ્રજા જે ધર્મનું આચરણ કરશે, તેનો ચોથો ભાગ અમે તમને આપીશું. આવી રીતે અનાયાસે પ્રાપ્ત થયેલા મોટા ધર્મથી સંભાવિત થયેલા તમે જેમ ઇન્દ્ર દેવોનું રક્ષણ કરે છે, તેમ અમારૂં સર્વ બાજુથી રક્ષણ કરો, સૂર્યના જેવા તેજસ્વી થઇને વિજય કરવા માટે જાઓ, શત્રુઓના માનને દૂર કરો, અને અમારામાં હમેશાં ધર્મ ઉત્પન્ન કરો. '

આ પ્રમાણે પ્રજાનું ભાષણ સાંભળી તે મહાતેજસ્વી મનુરાજા મોટા સૈન્ય સાથે સપરિવાર નિકળ્યો. પછી ઇન્દ્રનો પ્રભાવ જોઇ દેવતાઓ ભય પામે છે, તેમ તેનો પ્રભાવ જોઇને ચારે વર્ણના માણસો, ચારે આશ્રમના માણસો, બધા મ્લેચ્છો અને અનાર્યો પોતાના અંતઃકરણમાં ભય પામ્યા, અને તેમણે ધર્મ તરફ પ્રવૃત્તિ કરી. પછી દરેક ઠેકાણે પાપી માણસોને શાન્ત કરતો અને પોતાનાં કર્તવ્યમાં જોડતો તે રાજા પૃથ્વી ઉપર ફરવા લાગ્યો. આવી રીતે જે માણસોને પોતાની સમૃદ્ધિની ઇચ્છા હોય તેમણે પ્રજાની અનુકૂળતા માટે પ્રથમ રાજા

કરવો જોઈયે. જેમ શિષ્યો ગુરૂને નમે છે અથવા જેમ દેવો ઇન્દ્રને નમે છે, તેમ પ્રજાએ રાજાની પાસે જઈને નમન કરવું જોઈએ; કારણ કે જે [1]માણસને તેના પોતાના માણસો માન આપે છે, તેને બીજા પણ બહુ માન આપે છે: અને જેનું અપમાન તેના પોતાના માણસો કરે છે, તેનું બીજા પણ અપમાન કરે છે. તેથી છત્ર, વાહન, વસ્ત્ર, અલંકાર, ભોજન, પાન, ઘર, આસન, શય્યા વિગેરે સર્વ સાધનો પ્રજાએ રાજાને આપવાં. રાજાનો [2]અંગરક્ષક બીજાથી પરાભવ ન કરી શકાય તેવો, સ્મિતપૂર્વક બોલનાર, અને જે માણસો તેને બોલાવે તો સભ્યતા પૂર્વક ઉત્તર આપનાર, કૃતજ્ઞ, દૃઢ રાજભક્તિવાળો, પોતાને મળેલા પદાર્થોનો વહેંચીને ઉપયોગ કરનાર અને જીતેન્દ્રિય હોવો જોઇયે. જો કોઇ તેના સામું જુવે, તો તેણે પણ તે માણસના સામું સૌમ્યતાથી મધુરતાથી અને સરળતાથી જોવું જોઈયે ”

## ગણધર્મો.

પછી યુધિષ્ઠિરે ભીષ્મ પિતામહને ગણના ધર્મ વિષે

---

१. मत्कृत स्वजनेनेह परोऽपि बहु मन्यते ।
स्वजनेन त्ववज्ञातं परे परिभवन्त्युत ॥
म भारत. शान्तिपर्व अ. ६६

२. गोप्ताचास्य दुराधर्षः स्मितपूर्वाभिभाषिता ।
आभाषितश्च मधुरं प्रत्याभाषेत मानवान् ॥
कृतज्ञो दृढभक्तिः स्यात्संविभागी जितेन्द्रियः ।
ईक्षितः प्रतिवीक्षेत मृदु वल्गु च वल्गु च ॥
म. भारत शान्तिपर्व अ. ६६

પ્રશ્ન પૂછયો, તેના ઉત્તરમા તેમણે ગણુના ધર્મોનું જે વર્ણન આપ્યું છે, તેનો સારાશ નીચે પ્રમાણે છે

"હે રાજન્[1] ગણોનું અને કુલોનું રાજાઓની સાથે વૈર ઉત્પન્ન કરનાર લોભ અને અમર્ષ છે. જો રાજા લોભી થાય તો ગણુ તેનો [2]અમર્ષ કરે છે, અને પછી રાજાને ગણુની મદદ નહીં હોવાથી રાજા ક્ષીણુ થાય છે, અને તેને વિશેષ ખર્ચ કરવો પડે છે, તેમજ ગણુને પણ રાજાની મદદ નહીં હોવાથી તે ક્ષીણુ થાય છે, અને તેને વિશેષ ખર્ચ કરવો પડે છે, અને આવી રીતે રાજા તથા ગણુ બન્ને નાશ પામે છે. દૂત, યંત્ર, સૈન્ય, આદાન ( દ્રવ્યનું ગ્રહણુ ), સામ દાન અને ભેદરૂપી ક્ષય વ્યય અને ભયના ઉપાયથી, તે એક બીજાનો નાશ કરે છે. સંઘાતજ ગણુનો આધાર છે અને અદાનથી ગણુ છુટા પડે છે. છુટા પડવાથી તે બધા ભયને લીધે શત્રુને અધીન થાય છે. ગણુમા ભેદ થવાથી તે વિનાશ પામે છે, અને શત્રુથી સહેલાઇથી જીતી શકાય છે. માટે ગણોએ પોતાનો સંઘાત ( ઐકય ) સચવાય તેવો હમેશા યત્ન કરવો ગણો પોતાના સંઘાત, બલ, અને પૌરૂષથી કાર્યની સિદ્ધિ કરે છે, અને તેથી

१ गणानां च कुलानां च राज्ञां भरतसत्तम ।
वैरसंदीपनावेतौ लोभामर्षौ नराधिप ॥
लोभमेको हि वृणुते ततोऽमर्षमनन्तरम् ।
तौ क्षयव्ययसंयुक्तावन्योन्यं च विनाशिनौ ॥
चारमन्त्रबलादानैः सामदानविभेदनैः ।
क्षयव्ययभयोपायैः प्रकर्षंतीतरेतरम् ॥

૨ રાજાના વર્તનને સહન કરતા નથી

બહારના લોકો પણ તેમની સાથે મૈત્રી કરે છે. આવા ગણોમાં જ્ઞાનની વૃદ્ધિ થાય છે, અને તે પરસ્પરની સેવા કરી પરસ્પરની પ્રશંસા કરે છે, અને પરસ્પરની સાથે નિષ્કપટ વર્તન કરી સુખી થાય છે. પછી તે ગણો શાસ્ત્રાનુસાર વ્યવહારનું સ્થાપન કરે છે, અને ન્યાયથી દરેક બાબત જુએ છે, તેથી વૃદ્ધિ પામે છે. ગણો દરેક બાબતમાં પોતાનો પુત્ર હોય કે ભાઈ હોય તોપણ તે જો અન્યાયથી ચાલે તો તેનો નિગ્રહ કરી શિક્ષા કરે, તોજ તેઓ વૃદ્ધિ પામે છે. જે ગણો દૂતો નિમવામાં, મંત્રગુપ્તિ રાખવામાં અને દ્રવ્યનો સંચય કરવામાં હમેશાં તત્પર હોય છે, તે વૃદ્ધિ પામે છે. વળી જે ગણો બુદ્ધિમાન્, શૂર, ઘણા ઉત્સાહી અને સ્થિર પરાક્રમવાળા માણસોને માન આપે છે તે સમૃદ્ધ બને છે. જે ગણો દ્રવ્યવાળા, શૂર, શસ્ત્રવિદ્યામાં કુશળ અને શાસ્ત્રને જાણનારા હોય છે, તે મોટી આપત્તિઓમાં આવી પડેલા માણસોને પણ બચાવે છે. જે ગણમાં ક્રોધ, ભેદ, ભય, દંડ, ત્રાસ, નિગ્રહ અને વધ થતો હોય, તે ગણ થોડાજ વખતમાં શત્રુને વશ થાય છે. રાજાએ ગણના આગેવાનોને હમેશાં માન આપ આપવું, કારણ લોકના અભ્યુદયનો તેમના ઉપર આધાર હોય છે. ગણના મુખ્ય માણસોએ મંત્ર ગુપ્ત રાખવો અને દૂતોની યોજના કરવી. ગણના દરેક માણસને મંત્ર જણાવવાની જરૂર નથી. ગણના મુખ્ય માણસોએ એકત્ર થઇ પરસ્પરના હિતનાં કાર્યો કરવાં. ગણ છુટો પડી જાય અને બીજે માર્ગે જાય, તો તેના કાર્યોનો નાશ થાય છે, અને આપત્તિઓ પેદા થાય છે. માટે ગણના માણસો છુટા પડી પોતાની શક્તિથી કાર્યો કરે, તો તેમના પ્રધાન માણસો દ્વારા વિદ્વાનોએ

તેમનો નિગ્રહ કરવો. કુલમાં કલહ થાય અને કુલના મુખ્ય માણસો તેની ઉપેક્ષા કરે તો કુલનો નાશ થાય છે, અને કુલના નાશથી ગણનો ભેદ થાય છે. હમેશાં ગણની અંદરના કલહ સામે સાવચેતી રાખવા બહારના કલહનું વિશેષ મહત્વ નથી, કારણ અંદરનો કલહ મૂળનો નાશ કરે છે. અકારણ ક્રોધથી અથવા મોહથી અગર સ્વાભાવિક લોભથી જો ગણના લોકો પરસ્પર ન બોલે, તો તેનાથી તેમનો પરાજય થાય છે. ગણના માણસો જાતિથી, અને કુલથી સરખા હોય છે, પણ, ઉદ્યોગ, બુદ્ધિ, રૂપ, અને દ્રવ્યથી સરખા હોતા નથી. તેથી શત્રુઓ કપટથી અથવા દ્રવ્ય આપીને તેમનો ભેદ કરી શકે છે. માટે સંઘ ( ઐકમત્ય ) એજ ગણોનું મુખ્ય રક્ષણ છે.”

આ પ્રમાણે શ્રી કૃષ્ણે ભીષ્મદ્વારા વેદધર્માનુસાર રાજધર્મોને પ્રસિદ્ધિમાં આણી, યુધિષ્ઠિરની ખોટી ધર્મભાવનાઓને દૂર કરી, તેમના મનનું સમાધાન કર્યું. યુધિષ્ઠિરે હસ્તિનાપુર આવી અશ્વમેધ યજ્ઞ કર્યો અને પોતાનું સાર્વભૌમ ઐશ્વર્ય સ્થાપન કર્યું. ત્યાર પછી યુધિષ્ઠિરે ૩૬ વર્ષ ધર્મથી પ્રજાનું પાલન કર્યું. જો કે શ્રીકૃષ્ણ ધર્મની ખોટી ભાવનાઓને બદલે વેદ ધર્મનાં ખરાં તત્ત્વોનો ગીતા તથા શાંતિપર્વ દ્વારા પ્રચાર કરી શકયા, તોપણ સમર્થ ઋષિવર્ગના અભાવને લીધે તેઓ પ્રાચીન કાળના જેવું સુનિયન્ત્રિત રાજસત્તાક રાજ્યતંત્ર સ્થાપન કરી શકયા નહીં, અને તેને લીધે માત્ર રાજાની ધાર્મિકતા ઉપરજ અવલંબીને રાજ્યતંત્ર ચાલવા માંડયું. આવું નિરંકુશ રાજસત્તાક રાજ્યતંત્ર ઘણા વખત સુધી ધર્મની

મર્યાદામાં રહિ શક્યું નહીં, અને રાજાઓના સ્વચ્છંદાચારથી પ્રજાવર્ગ પીડાવાથી વધારે અને વધારે અધોગતિને પામતો ગયો, અને રાષ્ટ્રનું વિઘટન થવાથી ભારતવર્ષના સાર્વભૌમ વૈભવના સૂર્યે અસ્તાચળ તરફ પ્રયાણ કરવા માંડયું. આમ ક્રમે ક્રમે ભારતવર્ષના સાર્વભૌમ ઐશ્વર્યનો કેવી રીતે અંત આવ્યો તે આપણે હવે પછીના પ્રકરણોમાં બતાવીશું.

# પ્રકરણ ૬ ઠું.

## કૌટલ્યનું અર્થશાસ્ત્ર અને પ્રાચીન રાજ્યતંત્રનું પુનઃ સ્થાપન.

### ૧ અર્થશાસ્ત્ર.

આપણે જણાવી ગયા છીએ; કે આદિરાજ મનુથી ૭ મી પેઢીએ થયેલા [1]પૃથુરાજના સમયમાં અર્થશાસ્ત્ર (રાજનીતિ-શાસ્ત્ર) ઉત્પન્ન થયું, અને પહેલ વહેલું પૃથુરાજે વેદધર્મ અને રાજનીતિએ બેઉના સિદ્ધાન્તોને અનુસરીને રાજ્યતંત્ર ચલાવ્યું.

આ રાજનીતિશાસ્ત્રના વિષ્ણુ, શંકર, ઇન્દ્ર, મનુ, બૃહ-સ્પતિ, શુક્ર, પારાશર વિગેરે અનેક આચાર્યો થઈ ગયા છે. જો કે આ પૂર્વાચાર્યોએ રચેલા ગ્રન્થો આપણને હાલ મળી શકતા નથી, તોપણ આ શાસ્ત્રના છેલ્લા આચાર્ય ચાણક્યના અર્થ-શાસ્ત્રમાં તેમના મતો જણાવી ચાણક્યે પોતાનો મત સ્થાપન કરેલો હોવાથી, પ્રાચીન કાળમાં તેમના ગ્રંથો ઉપલબ્ધ હશે, એમ આપણને જણાય છે. તેથી રાજનીતિશાસ્ત્રના સંગ્રહગ્રંથ-રૂપ ચાણક્યના અર્થશાસ્ત્રમાં રાજ્યતંત્ર તથા રાજાપ્રજાનાં ધર્મોનું વર્ણન કેવા પ્રકારનું કરવામાં આવ્યું છે, તે આ પ્રકરણમાં આપણે જણાવીશું.

---

૧. જુઓ પ્રકરણ ૫ મું.

યુધિષ્ઠિરની પછી તેના વંશના ૩૦ રાજાઓએ હસ્તિનાપુરની ગાદી ઉપર રાજ્ય કર્યું છે. જ્યારે આ વંશનો છેલ્લો રાજા ક્ષેમરાજ પોતાના દુરાચારથી પ્રજાને ત્રાસ આપવા લાગ્યો, ત્યારે અધિકારીવર્ગ તથા પ્રજાવર્ગ તેની વિરૂદ્ધ થઈ ગયો. આનું પરિણામ એ આવ્યું, કે ક્ષેમરાજનો વિસર્વ નામનો પ્રધાન તે રાજાને મારી નાંખી પોતે હસ્તિનાપુરની ગાદી પચાવી પડયો, અને હસ્તિનાપુરમાં વિસર્વના વંશજોનું રાજ્ય થયું.

એકલા હસ્તિનાપુરમાંજ નહીં પણ ભારતવર્ષના બધાં રાજ્યોમાં આ પ્રમાણે થવા લાગ્યું હતુ આ વખતે રાજ-સત્તા ઉપર અંકુશ રાખનાર ઋષિવર્ગ નષ્ટપ્રાય થઈ ગયો હતો, અને તેથી રાજાઓ કામક્રોધાદિને વશ થઇ પ્રજાવર્ગ-પાસેથી યથેચ્છ દ્રવ્ય ખેંચી લઇને મોજમજાહમાં પડી ગયા હતા, અને તેથી રાજ્યતંત્ર પણ શિથિલ બની ગયું હતું. રાજાઓ પોતાના સ્વચ્છંદાચારથી પ્રજાવર્ગની ભક્તિ ગુમાવી બેઠા હતા, અને તેથી અધિકારીઓને રાજ્ય પચાવી પડવામાં મુશ્કેલી નડતી ન હતી, અને બળવાન્ તથા સત્તાખોર અધિકારી રાજાને તથા રાજપુત્રોને મારીને રાજગાદી પચાવી પડતો, અને જ્યારે તે અથવા તેના વંશજો નિર્બળ થતા, ત્યારે તેમને મારીને બીજો અધિકારી ગાદી ઉપર આવતો. આવી રીતે નિરંકુશ રાજસત્તાને લીધે ભારતવર્ષમાં અવ્યવસ્થા શરૂ થઈ ગઈ હતી.

---

૧. પૃથ્વીરાજચરિત્ર પૃ ૨.

[1]મગધદેશના જરાસંઘના વંશના છેલ્લા રાજા રિપુંજયને પણ મારી નાંખીને તેનો શુનક નામનો અમાત્ય મગધદેશની ગાદી પચાવી પડયો હતો. આ શુનકના વંશમાં છેલ્લા નન્દકુલના રાજાઓ થયા. તેઓએ પ્રજાને લુંટીને પોતાનો ખજાનો ભરી દીધો, અને પોતાનાં સ્વચ્છંદાચારથી તેઓ પ્રજાને ઘણો ત્રાસ આપવા લાગ્યા. આવી પરિસ્થિતિ સહન નહીં થવાથી આ રાજાઓને નિર્મૂળ કરી પ્રજાનુ રક્ષણ કરવા માટે ચાણક્ય નામનો ઋષિવર્ગનો વંશજ કટિબદ્ધ થયો, અને તેણે પોતાના બુદ્ધિવૈભવથી નંદકુળને જડમૂળથી ઉખેડી નાખ્યું, અને મૌર્યવંશના રાજા ચંદ્રગુપ્તને ઇ. સ. પૂર્વે ૩૧૬ માં મગધદેશની રાજગાદી ઉપર સ્થાપન કર્યો, અને ઇ. સ. પૂર્વે ૩૧૨ માં તેને ભારતવર્ષનો સમ્રાટ્ બનાવ્યો. આ ચંદ્રગુપ્તે ચાણક્યની આજ્ઞા પ્રમાણે રાજ્યતંત્ર ચલાવ્યું, અને તેણે ઇ. સ. પૂર્વે ૨૯૨ સુધી રાજ્ય કર્યું.

એક તટસ્થ ગ્રંથકર્તા તરીકે ચાણક્યે કેવળ પ્રાચીન ગ્રંથો ઉપરથીજ પોતાનો ગ્રંથ રચ્યો નથી, પણ તેણે અર્થશાસ્ત્રના સિદ્ધાન્તોમાં પોતાનો [2]અનુભવ જોડીને અર્થશાસ્ત્રને

---

१ विष्णुपुराण ४-२४.

2 'Professor Keith says of Kautilya :- 'Kautilya was an energetic student of the Arthasastra, who carried his theoretical knowledge into practice, and in the evening of his

સર્વાંશે પરિપૂર્ણ બનાવ્યું છે, નિરંકુશ રાજસત્તાથી રાજાને તથા પ્રજાને હાનિ થાય છે, એ સિદ્ધાન્ત તેણે સ્વીકાર્યો છે. અને-"[1]રાજાએ આચાર્ય અથવા અમાત્ય સુધી પોતાની રાજસત્તાની મર્યાદા સ્થાપન કરવી, એટલે તેણે આચાર્ય અથવા અમાત્ય ઉપર પોતાની સત્તા ચલાવવી નહી, પણ તેમની આજ્ઞા પ્રમાણે વર્તવું, અને આચાર્ય અથવા અમાત્યે રાજાને અનર્થમાં પ્રવૃત્ત થતો અટકાવવો"—આ પ્રમાણે રાજસત્તાનું નિયન્ત્રણ કરવાનું કહ્યું છે પણ આ પ્રમાણે કરવું ના કરવું એ રાજાની મુનસફી ઉપરજ રહેલું હોવાથી આવી મર્યાદા ઘણા કાળ સુધી ટકી રહી શકી નહીં, અને ચાણક્યના સમય પછી પાછા રાજાઓ અનર્થમાં પ્રવૃત્ત થઇ ગયા. જો ચાણક્યે આ વખતે વેદકાળના જેવો પ્રભાવશાલી રાજસત્તાથી સ્વતંત્ર નવો ઋષિવર્ગ ઉત્પન્ન કરીને તેના હાથમાં રાજસત્તા ઉપર અંકુશ રાખવાનું કામ મોપ્યુ હત, તો કદાચ ભારતવર્ષ ત્યાર પછીના સમયમાં જે દુર્દશામા આવી પડયુ, તેમાથી મોટે ભાગે બચી શકત.

હવે આ સમયનું રાજ્યતંત્ર સમજવાને માટે આપણને ચાણક્યના અર્થશાસ્ત્ર સિવાય બીજો એક પણ ગ્રંથ મળી શકતો નથી માત્ર ચંદ્રગુપ્તની સભામા ગ્રીસદેશના રાજા

---

days enriched the theory by knowledge based on his practical experience".

*International Law Page 12*

[1] ૧. मर्यादां स्थापयेदाचार्यानमात्यान् वा य एनमपायस्थानेभ्यो वारयेयुः । अर्थशास्त्र अ ७.

સેલ્યુકસના એલચી તરીકે રહેલા મેગેસ્થિનીઝે ભારતવર્ષની તે સમયની સ્થિતિના સંબંધમાં લખેલા ગ્રંથ ઉપરથી આપણને તે સંબંધના રાજ્યતંત્રની થોડી ઘણી માહીતિ મળે છે. પણ સંપૂર્ણ માહીતિ માટે તો આપણે ચાણક્યના અર્થશાસ્ત્રનો આશ્રય લેવો પડશે.

## ૨. રાજ્યતંત્ર.

ચાણક્યે રાષ્ટ્રનાં સાત અંગ તરીકે સાત પ્રકૃતિઓને જણાવી છે, અને એ સાતે અંગની સંપત્તિ ઉપર રાષ્ટ્રના અભ્યુદયનો આધાર છે, તથા તેમની વિપત્તિથી રાષ્ટ્રનો વિનાશ થાય છે, એમ જણાવ્યું છે.

તેમનો દરજ્જો તેમના ઠરેલા પગાર ઉપરથી આપણને સમજાય છે. આમાં રાજાનો[1] પણ પગાર ઠરાવવામાં આવ્યો છે. પગારની રકમ રૌપ્યપણમાં[2] નીચે પ્રમાણે ઠરાવવામાં આવી છે.

| રાષ્ટ્રના અધિકારી તથા નોકર વર્ગ. | [3]દરેકને વાર્ષિક પગાર |
|---|---|
| રાજા | ૧૪૪૦૦૦ રૌપ્યપણ |
| ઋત્વિજ, આચાર્ય, પુરોહિત, મન્ત્રી સેનાપતિ, યુવરાજ, રાજમાતા, તથા રાજમહિષી. | ૪૮૦૦૦ ,, |
| દૌવારિક, અન્તઃપુરાધિકારી, આયુધાધ્યક્ષ, સમાહર્તા[4], [5]સન્નિધાતા, તથા [6]પ્રશાસ્તા (સૈન્યના પડાવની ગોઠવણ કરનાર) | ૨૪૦૦૦ ,, |

૧. समानविद्येभ्यस्त्रिगुणवेतनो राजा। अर्थशास्त्र ५-३

૨. ૮૦ રતિ તાંબુ, ૧૦ રતિ ચાંદી, અને ૧॥ રતિ લોઢું, કલાઈ, સીસું અથવા રસાંજન એ પ્રમાણથી ત્રણ ધાતુઓ મેળવીને એક પણ બનાવવામાં આવતો, અને રૂપાનાણા તરીકે તે વખતે પણનું ચલણ હતું. આ પણ લગભગ આપણા રૂપિઆને મળતો હોવો જોઇએ, એમ આ ઉપરથી જણાય છે.

૩. अर्थशास्त्र-भृत्यभरणीय प्रकरण.

૪. સરહદના દરવાજાનો અધિકારી. ૫ ખજાનચી તથા હિસાબી ખાતાનો મુખ્ય અધિકારી.

૬. पुरस्तादध्वनः सम्यक् प्रशास्ता रक्षणानि च ।
यायाद्वासार्थकिविद्रिभागुदकानि च कारयेत् ॥

अर्थशास्त्र. १२९

| | | |
|---|---|---|
| દણ્ડપાલ, પદાતિનાયક, પૌરવ્યાવહારિક, [1]કાર્માન્તિક, મન્ત્રિપરિષદ્‌ના [2]૧૨ અમાત્યો, [3]રાષ્ટ્રપાલ તથા [4]અન્તપાલ. | ૧૨૦૦૦ | ,, |
| [5]શિલ્પિગણ મુખ્ય, હસ્ત્યશ્વરથ મુખ્ય [6]પ્રદેષ્ટાઓ, [7]પત્ત્યશ્વરથહસ્ત્યધ્યક્ષ, [8]દ્રવ્યપાલ, અને વનપાલ. | ૮૦૦૦ | ,, |
| હસ્તિવનપાલ. | ૪૦૦૦ | ,, |
| રથચર્યા શિક્ષક, ગજશિક્ષક, અશ્વશિક્ષક, વૈદ્ય, મહાતક્ષા, અને કુક્કુટસૂકરાદિસંવર્ધકાધ્યક્ષ. | ૨૦૦૦ | ,, |

| | | |
|---|---|---|
| કાર્તાન્તિક, નમિત્તિક, મૌહૂર્તિક, પૌરાણિક, સારથિ ( સૂત ), સ્તુતિપાઠક ( માગધ ), પુરોહિત ના નોકરો, જુદા જુદા અધ્યક્ષો. | ૧૦૦૦ | ,, |
| ચિત્રકારાદિ, પદાતિઓ, ગણકો, લેખકો, અને વાદ્ય બનાવનારાઓ. | ૫૦૦ | ,, |
| ગવૈયાઓ, બજવૈયાઓ, નૃત્ય કર-નારાઓ, ચારો, જાસુસો. | ૨૦૦ | ,, |
| કારીગરો. | ૧૨૦ | ,, |
| નાના નોકરો. | ૬૦ | ,, |

સામાન્ય રીતે રાજા પોતાના રાજ્યની ઉપજનો ¼ ભાગ અધિકારી તથા નોકર વર્ગના પગારમાં ખર્ચતો, અને તેટલી રકમ ખર્ચતા પણ જો કદિ સારા અધિકારીઓ ના મળે, તો વિશેષ પગાર આપીને પણ સારા અધિકારીઓ રાખતો. રાજસૂયાદિ યજ્ઞોને પ્રસંગે રાજા પોતાના ઋત્વિજ, આચાર્ય પુરોહિત તથા મન્ત્રીને ત્રણઘણો પગાર આપતો, અને સારથિને ૧૦૦૦ પ્રણ આપતો.*

દૂતોને ૧૦ યોજન સુધી દર યોજને ૧૦ પણ આપવામાં આવતા, અને ૧૦ થી ૧૦૦ યોજન સુધી દર યોજને ૨૦ પણ આપવામા આવતા.

રાજાના ખજાનામાં રોકડ રકમ ના હોય તો ઉપરના ધોરણે રાજા અધિકારીઓને ધાન્ય પશુ તથા ક્ષેત્રો આપતો.

રાજા સુવર્ણાદિના અધ્યક્ષોને, ગણકોને ( કર વસુલ કરનારાઓને ), ગોપોને, સ્થાનિકોને, લશ્કરી સિપાઈઓને, વૈદ્યોને અશ્વને કેળવનારાઓને, અને સરકારી કામે એક ગામથી બીજે ગામ પત્ર લઈ જનારા લાવનારાઓને, તેમની હયાતી સુધીના ઉપભોગ માટે તેમના નિર્વાહ પુરતી જમીન આપતો.

હવે રાજાએ રાષ્ટ્રના સંરક્ષણ માટે કેવા કેવા અધિકારીઓને નીમવા, તે સંબંધમાં [1]ચાણક્યે પોતાના ગ્રંથમાં નીચે પ્રમાણે જણાવેલું છે.

વિદ્યા તથા અભિજનથી સમૃદ્ધ એવા કુળમાં ઉત્પન્ન ઉત્પન્ન થયેલો, શીલસંપન્ન, વેદ વેદાંગ જ્યોતિઃશાસ્ત્ર શકુનશાસ્ત્ર તથા અર્થશાસ્ત્રમાં પારંગત, અથર્વવેદના મંત્રોથી દૈવી આપત્તિઓનું તથા સામદાનાદિ ઉપાયોથી માનુષી આપત્તિઓનું નિવારણ કરવાને સમર્થ, એવા બ્રાહ્મણને રાજાએ પુરોહિત નીમવો; અને શિષ્ય જેમ આચાર્યની, પુત્ર જેમ પિતાની, અને ભૃત્ય જેમ સ્વામીની આજ્ઞાને અનુસરે છે, તેવી રીતે રાજાએ પુરોહિતની આજ્ઞાને અનુસરવું, અને સર્વ ધાર્મિક તથા રાજકીય બાબતોમાં છેવટના પ્રમાણ તરીકે તેને ગણવો.

પોતામા દેશમાં જન્મેલો, કુળવાન્, દુરાગ્રહ વગરનો, યુદ્ધમાં કુશળ, જુદી જુદી કળાઓમાં નિપુણ, ધર્મશાસ્ત્ર તથા અર્થશાસ્ત્રમાં પારંગત, બુદ્ધિશાળી, સારી સ્મરણશકિતવાળો, દક્ષ, વકતા. પ્રૌઢ, કર્તવ્યપરાયણ, ઉત્સાહી, પ્રભાવશાળી, ઉદ્યમી, પવિત્ર, સર્વની સાથે સ્નેહથી વર્તનાર, રાજા તથા રાષ્ટ્ર

૧. અર્થશાસ્ત્ર. અ. ૧

ઉપર દૃઢ ભક્તિવાળો, શીલ બળ આરોગ્ય અને ધૈર્ય સંપન્ન, નિરભિમાની, સ્થિર નિશ્ચયવાળો, સૌમ્ય આકૃતિવાળો, કોઇની સાથે વૈર ન કરનાર, એવા ૧૫ ગુણવાળા ક્ષત્રિયને રાજાએ **મન્ત્રી** નીમવો, અને તેથી ઓછા ગુણવાળાને **અમાત્ય અધ્યક્ષાદિ** સ્થાને નીમવો.

રાજાએ મન્ત્રી અને પુરોહિતની સલાહ લઇને રાજ્યના બીજા અધિકારીઓને નીમવા.

દુર્ગ, જનપદ, દરિયાઇ તથા જમીનની ખાણો, સેતુ, વન, વ્રજ તથા વણિક્પથ, એટલાં સ્થાનોનાં ઉત્પન્ન તથા ખર્ચની વ્યવસ્થા માટે રાજાએ **સમાહર્તા**ને નીમવો. આ સમાહર્તાએ દરેક ગામની મહેસુલ ઠરાવવી, મર્યાદા નક્કી કરવી, જનપદ અને નગરનુ બીજું ઉત્પન્ન નક્કી કરવું, રાજાના ભાગનુ ધાન્ય તથા સુવર્ણ યથાકાળે વસુલ કરવું, અને ખર્ચ જતાં બાકી રહે તે રકમ :સન્નિધાતાને મોકલાવવી. તેમજ સમાહર્તાએ દરેક ગામમાં કેટલા કરથી મુક્ત છે, કેટલા લડાયક ઉમ્મરના છે, કેટલા અનાજ ઢોર સુવર્ણ તથા જંગલની ઉત્પન્ન ઉપર કર આપનારા છે, કેટલા વેઠ કરનારઃ છે, દરેક ગામનાં ખેતરોની મર્યાદા કેટલી કેટલી છે, અને દરેક ગામની મહેસુલ કેટલી છે, તેની ચારો મારફત તપાસ કરાવીને પોતે સ્વતંત્ર નોંધ રાખવી; અને આ બધાના સંબંધમાં ગોપો સ્થાનિકો તથા નાગરિકો તરફથી જે હકીકત આવે, તેને પોતાની સ્વતંત્ર નોંધ સાથે મેળવી જોવી. વર્ષ આખરે સમાહર્તાએ

રાજધાનીમાં પૌરજાનપદોની સભા ભરી, તેમા રાજ્યનું ઉત્પન્ન તથા ખર્ચ અને બાકી વધેલી શિલિક[1] જાહેર કરવાં.

રાજધાનીના શહેરમાં ન્યાયાધીશ તરીકે **પૌરવ્યાવહારિક** નામના અધિકારીને નીમવામાં આવતો, અને જાનપદ ન્યાયાધીશો તરીકે ૧૨ અમાત્યો નીમવામાં આવતા, જેમાંના ૩ સ્થાનીયમાં, ૪ દ્રોણમુખમાં, ૩ સંગ્રહણમાં અને ૩ સીમાડાના કિલ્લામાં સાથે રહીને ન્યાયાધીશનું કામ કરતા. રાજાને જ્યારે જ્યારે સલાહની જરૂર પડતી, ત્યારે આ અમાત્યોની પરિષદ્ ભરી કાર્યનિર્ણય કરતો, અથવા પત્ર દ્વારા તેમનો મત પૂછી જોતો.

રાજ્યની શિલિકની તથા રાજ્યના હિસાબની વ્યવસ્થા માટે રાજાએ **સન્નિધાતા** નામનો એક અધિકારી નીમવો. તેણે આષાઢી પૂર્ણિમાને દિવસે રાજ્યનાં બધાં ખાતાંના અધ્યક્ષો પાસેથી શિલિક તથા હિસાબ લઈને આખા રાજ્યની શિલિક મેળવીને તૈયાર કરવી. આ કામ માટે તેના હાથ નીચે લેખકો-ગણકોનો સમુદાય નીમવામાં આવતો. ગણકો આખા રાજ્યની શિલિક ઉઘરાવી લાવતા, અને સન્નિધાતાને ગણી આપતા. આમાં જો કોઈ[2] ખોટું નાણું આપતો, તો તેને કાપી નાંખવામાં આવતું, અને એવું નાણું આમનારનો દંડ કરવામાં આવતો. રાજ્યની તીજોરી, પણ્યગૃહ, કોઠાર, કુપ્યગૃહ, આયુધાગાર,

અને કારાગૃહ, એટલું સન્નિધાતાના તાબામાં સોંપવામાં આવતું હતું. આ સન્નિધાતાના હાથ નીચે નાગરિકો ( સુબાના દરજ્જાના અધિકારીઓ ), તેમના હાથ નીચે સ્થાનિકો ( વહિવટદારના દરજ્જાના અધિકારીઓ ), અને તેમના હાથ નીચે ગોપો ( તલાટીઓના દરજ્જાના અધિકારીઓ ) નીમવામાં આવતા.

રાજા પોતાના જનપદમાં બબ્બે કોસને અંતરે ૧૦૦ થી ૫૦૦ ઘરવાળાં ગામો વસાવતો આ ગામોમાં મોટે ભાગે શૂદ્રવર્ણના ખેડુતોની વસ્તિ રહેતી. દરેક ગામના તલાટી તરીકે **ગોપને** નીમવામાં આવતો, અને તે ગ્રામવૃદ્ધોની સાથે રહીને ગ્રામિકોના નાના નાના કજીઆઓ ચૂકવતો. રાજા દરેક ગામમા ઋત્વિજ્ ( યાજક ), આચાર્ય ( અધ્યાપક ), અને પુરોહિત

---

**अर्थशास्त्र. अ. २०.—**

ચાણુક્યના સમયમા નીચે પ્રમાણે નાણાનુ ચલણ હતું.

સોના નાણું—૧૬ માષ એટલે ૮૦ રતિ વજનનો–૧ કર્ષ.

રૂપા નાણું—૧૧ માષ ચાંદી. ૪ માષ તાંબુ, ૧ માષ બીજી હલકી ધાતુનો મળી ૧૬ માષનો ૧ પણ

| | |
|---|---|
| આઠ માષનો | અર્ધપણ |
| ચાર માષનો | પા પણ |
| બે માષનો | અષ્ટભાગ. |

તાંબાનાણું-૧૬ માષ તાંબાનો ¼ પણ જેટલો કિંમતી–૧ માષક

| | |
|---|---|
| ૮ માષનો | અર્ધમાષક |
| ૪ માષની | કાકણી |
| ૨ માષની | અર્ધકાકણી, |

(ગામના અધિકારી ગોપને સલાહ આપનાર તથા ગામની દૈવી તથા માનુષી આપત્તિઓ દૂર કરનાર), તથા રાજવૈદ્યને રાખતો, અને તેમને દંડ તથા કરથી મુક્ત એવી વંશપરંપરા યોગ્ય તેમના નિર્વાહ પુરતી જમીન આપતો. સ્થાનિકકાર્યોની વ્યવસ્થા માટે ગ્રામવૃદ્ધો પોતે નિયમો ઘડતા, અને ગામમાં રહેનાર દરેક માણસને તેનું પાલન કરવું પડતું.

૧૦૦ ગામ વચ્ચે સંગ્રહણ, ૨૦૦ ગામ વચ્ચે કાર્વટિક, ૪૦૦ ગામ વચ્ચે દ્રોણમુખ, અને ૮૦૦ ગામ વચ્ચે એક *સ્થાનીય*, એ પ્રમાણે *નામવાળાં મુખ્ય નગરો રાજા સ્થાપતો.* આમાં [1]સ્થાનીયની કિલ્લેબંધી કરવામાં આવતી, અને તેમાં નીચેના અમલદારોને રાખવામાં આવતા.

૧ નાગરિક (સુબાના દરજ્જાનો અધિકારી).
૨ રાષ્ટ્રપાલ અથવા દુર્ગપાલ (પોલીસખાતાનો તથા જકાતખાતાનો ઉપરી).
૩ દણ્ડપાલ (સ્થાનીયમાં રાખવામાં આવતા લશ્કરનો ઉપરી).
૪–૪ સ્થાનિકો (વહિવટદારના દરજ્જાના અધિકારીઓ).
૫–૩ અમાત્યો (દિવાની ન્યાયાધીશો).
૬–૩ પ્રદેષ્ટાઓ (ફોજદારી ગુન્હેગારોને પકડી સજા કરનારાઓ).

---

૧. આ 'સ્થાનીય' શબ્દ ઉપરથી ગુજરાતી ભાષામાં 'થાણું' એ શબ્દ આવ્યો હશે.

રાજા સીમાડાના દરેક કિલ્લામાં **અન્તપાલ** નામના (સુબાના દરજ્જાના) મુખ્ય અમલદારને નીમતો. આ અન્તપાલ સીમાડાના પ્રદેશનો વહિવટ કરતો, અને એક ગામથી બીજે ગામ જતા વ્યાપારીઓનું તથા તેમના માલનું રક્ષણ કરતો. જો વ્યાપારીનો માલ રસ્તામાં ચોરાઈ જાય, તો તેનું જોખમ અન્તપાલને શિર રહેતું, અને ચોરાયલા માલની કિંમત અન્તપાલ પાસેથી વસુલ કરી વ્યાપારીઓને આપવામાં આવતી.

રાજા દરેક પત્તન એટલે બંદરનો વહિવટ કરવા **પત્તનાધ્યક્ષ** નામના (સુબાના દરજ્જાના) અધિકારીને નીમતો, જે બંદરમાંથી આવતા જતા માલની જકાત પણ વસુલ કરતો, અને તેના હાથ નીચે એક **નાવાધ્યક્ષ**ને નીમવામા આવતો આ નાવાધ્યક્ષ, દરિયાઇ વહાણો, વ્યાપારી વહાણો, શંખ અને મોતી કાઢનારાં વહાણો, મોટી નદીઓમાં ફરનારાં વહાણો, રાજાના પોતાના ઉપયોગનાં વહાણો, તથા નાના વહાણો અને હોડીઓ ઉપર દેખરેખ રાખતો, અને શત્રુઓના તથા લુંટારાઓનાં વહાણોનો વિનાશ કરતો. તે નદી નહેરોના, નદીના કિનારા ઉપરના, તથા દરિયાના માર્ગોને સાચવતો, અને દેશ પરદેશના વ્યાપારીઓનું રક્ષણ કરતો.

જંગલોના રક્ષણને માટે રાજા વનપાલોને નીમતો, અને ખાણો ઉપર પણ જુદા જુદા તેમજ ગોચરોની વ્યવસ્થા રાખવા માટે વિવીતાધ્યક્ષને નીમતો આ પ્રમાણે રાજા રાષ્ટ્રની અંતર્વ્યવસ્થા કરતો.

પરરાજ્યો સાથે મસલત કરવાને રાજા દૂતો મોકલતો. દૂતો ત્રણ પ્રકારના મોકલવામા આવતા. પહેલા પ્રકારના દૂતોને નિસૃષ્ટાર્થ કહેવામાં આવતા અને તેઓ અમાત્યના દરજ્જાના હતા. મન્ત્રિઓ સાથે મમલત કરીને રાજા જે નિર્ણય ઉપર આવ્યો હોય, તે નિર્ણય સંપૂર્ણ અંશમાં જાણીને રાજાના કુલ મુખત્યાર તરીકે શત્રુની સાથે મસલત ચલાવવા તેમને મોકલવામા આવતા. બીજા પ્રકારના દૂતોને પરિમિતાર્થ કહેવામાં આવતા, અને તેમને થોડા અધિકાર આપવામાં આવતા. ત્રીજા પ્રકારના દૂતોને શાસનહર કહેવામાં આવતા, અને તેઓ માત્ર રાજાનો સંદેશોજ લઈ જતા. તેમને બીજા અધિકાર આપવામાં આવતા નહતા. પોતાને સોંપેલા કાર્ય ઉપરાંત દૂતો શત્રુના રાજ્યની જેટલી હકીકત મેળવી શકાય તેટલી મેળવીને, પોતાના રાજાને ગુપ્તચરો દ્વારા તેનાથી વાકેફ કરતા. તેઓ પોતાના દરજ્જાને શોભે તેવા ઠાઠથી શત્રુના રાજ્યમાં જતા, અને શત્રુરાજા રોકી રાખે ત્યાં સુધી તેના રાજ્યમાં તેમને રોકાવું પડતું; પણ જો શત્રુરાજા પોતાના રાજા સાથે કોઈપણ પ્રકારનું કાવતરૂં રચવાની યોજના કરે છે એવું તેમને માલૂમ પડતું, તો તરતજ તેઓ ત્યાંથી નીકળી જતા.

પોતાના રાષ્ટ્રની તથા પરરાષ્ટ્રોની સંપૂર્ણ માહીતિ મેળવવા માટે રાજા ગુપ્તચરો રાખતો. અનેક જાતના વેશ ધારણ કરીને આ ચરો ગુપ્તમાં ગુપ્ત વાતો જાણી લઇ રાજાને ગુપ્ત રીતે કહી જતા, અને આવી રીતે રાજાને બધી ખાતમી મળવાથી રાજ્ય વ્યવસ્થામાં તે સર્વ પ્રકારે સાવધ રહી શકતો, અને કોઈપણ બાબતમાં ફસાતો નહીં.

રાજા રાષ્ટ્રના રક્ષણ માટે રાજધાનીમાં, સ્થાનીય દુર્ગોમાં તથા અન્તપાલ દુર્ગોમાં તેના ચતુર્વિધ સૈન્ય રાખતો, અને તેના મુખ્ય અધિકારી તરીકે સેનાપતિને નીમતો. આ સૈન્યને મૌલબલ ( કાયમનું સૈન્ય ) કહેવામાં આવતું. યુદ્ધને પ્રસંગે ભૃતક, શ્રેણીબળ, મિત્રબળ, અમિત્ર બળ, અને આટકબળ એવાં પાંચ પ્રકારનાં બીજાં સૈન્યો ઉભા કરવામાં આવતા, અને શત્રુના સૈન્ય સામે યુદ્ધ કરવા આ બધા સૈન્યોને મોકલવામાં આવતાં. આ સમયે ચારેવર્ણના માણસો સૈનિકો તરીકે કામ કરતા હતા.

રાજાનું [1]અવસાન થાય ત્યારે મન્ત્રીએ સદ્ગુણી રાજપુત્રનો રાજ્યાભિષેક કરવો, અને તેવા રાજપુત્રને અભાવે મન્ત્રીએ મહામાત્રો એટલે રાષ્ટ્રના મુખ્ય માણસોને ભેગાકરી વ્યસની રાજકુમારને, રાજકન્યાને, ગર્ભવતી મહિષીને આગળ કરીને કહેવું કે ' આ તમારી થાપણ છે. તમારે આમના પિતા તરફ તથા તમારા પોતાના પરાક્રમ અને કુળ તરફ જોવાનું છે. આ તો એક રાજ્યનો ધ્વજ માત્ર છે, રાજ્યના ખરા માલીક તો તમેજ છો. હવે શું કરવું, તેનો નિર્ણય તમારે કરવાનો છે. ' આના જવાબમાં મહામાત્રો કહે કે, ' તમે જેના પ્રધાન મન્ત્રી હો, એવા રાજા શિવાય બીજો કોણ અમારા ચાતુર્વર્ણ્યનું પાલન કરવાને યોગ્ય હોઈ શકે, ' તો પછી મન્ત્રીએ ત્રણમાંથી ગમે તે એકનો અભિષેક કરી રાજ્યની લગામ પોતાના હાથમાં રાખી રાજ્ય ચલાવવું, અને આ ત્રણમાંથી જેનો

૧ अर्थशास्त्र. अ. ९६

રાજ્યાભિષેક કર્યો હોય, તેનો પુત્ર ઉમ્મર લાયક થાય ત્યારે તેને રાજ્ય સોંપી દેવુ.

જો કે નન્દ કુળના રાજાઓના સમયમાં સ્વતંત્ર બનેલી રાજસત્તાને ચાણક્યે પોતાના બુદ્ધિવૈભવથી ચંદ્રગુપ્તના સમયમાં નિયન્ત્રિત બનાવી, તોપણ તે લાંબો વખત નિયન્ત્રિત રહી શકી નહીં. કારણ કે એક તો રાજસત્તાનો નિગ્રહ કરનાર ઋષિવર્ગ આ સમયે નષ્ટ થઇ ગયો હતો; અને બીજું વર્ણાશ્રમને સખત ફટકો મારનાર જૈનધર્મ તથા બૌદ્ધધર્મનો પ્રચાર વિશેષ પ્રમાણમાં થવા માંડયો હતો. કેટલેક ઠેકાણે તો વર્ણાશ્રમ નષ્ટ થવાથી પ્રજાસત્તાક રાજ્યો સ્થપાઇ ગયાં હતાં, અને આવાં ઘણાં પ્રજાસત્તાક રાજ્યો ચાણક્યના સમયમાં હતાં. એમ મેગેસ્થિનિઝ પોતાના લેખમાં જણાવે છે. તે ઉપરાંત મહાભારતના સમયથી ચાલી આવેલાં [1]ગણસત્તાક રાજ્યો પણ ઘણે ઠેકાણે ચાલતાં હતાં. આ ગણસત્તાક રાજ્યોને તોડી નાંખવાના ઉપાયો ચાણક્યે જણાવ્યા છે. આવી પરિસ્થિતિમાં રાજા પોતાની રાજીખુશીથી પોતાની સત્તાનો નિગ્રહ લાંબા વખત સુધી કરવા દે, એ સંભવિત હતુંજ નહીં. તેથી ચંદ્રગુપ્તના પછીના રાજાઓના સમયમાં પણ પાછી રાજસત્તા સ્વતંત્ર થઇ ગઇ, અને અશોક વિગેરે રાજાઓએ વેદધર્મને તથા ચાતુર્વર્ણ્યને તિલાંજલિ આપી બૌદ્ધધર્મનો સ્વીકાર કરી આખા ભારતવર્ષમાં બૌદ્ધધર્મનો પ્રચાર કર્યો.

---

१ काम्भोजसुराष्ट्रश्रेण्यादयो वार्ताशस्त्रोपजीविनः ।
लिच्छिविकवृजिकमल्लकमद्रककुकुरकुरुपाञ्चालादयो राजशब्दोपजीविनः॥ अर्थशास्त्र अ. १३५

## ૩ રાજાના ધર્મો

જે રાજામાં નીચે જણાવેલા સ્વાભાવિક અને સંપાદિત ગુણો હોય છે, તે રાષ્ટ્રનું રક્ષણ કરવાને સમર્થ થાય છે.

મહાકુલીનતા, સદ્‌ભાગ્ય સદ્‌બુદ્ધિ અને ધૈર્યની સંપત્તિ, વૃદ્ધપરાયણતા, ધાર્મિકતા, સત્યવાદિત્વ, મન વાણી તથા આચરણનું ઐક્ય, કૃતજ્ઞતા, ઔદાર્ય, મહોત્સાહ, પરાક્રમ, બુદ્ધિની સ્થિરતા, સજ્જન સમાગમ, અને વિનય, આ મોળ. સ્વાભાવિક ગુણો છે.

ગુરૂશુશ્રૂષા, શ્રવણ ગ્રહણ અને ધારણ, [1]વિજ્ઞાન, [2]ઉહાપોહ અને [3]તત્ત્વાભિનિવેશ, આ બુદ્ધિના ગુણો છે.

શૌર્ય, અક્ષમા, શીઘ્રતા, અને [4]દાક્ષ્ય એ ચાર ઉત્સાહના ગુણો છે.

વક્તૃત્વ, ધૈર્ય, બળ, મોટું મન, દુરાગ્રહરહિતપણું, શિલ્પકળા કૌશલ્ય, [5]યાન નૈપુણ્ય, ઉપકાર તથા અપકારનો બદલો વાળવાનું સામર્થ્ય, સભ્યતા, દીર્ઘદર્શિત્વ, રાજનીતિ-

---

૧ અનુભવ.

૨ ऊह.ज्ञातस्यार्थस्योपपत्ति परिचिन्तनम्, अपोहोयुक्त पक्षपरित्याग·

વ્યાજબી બાબતનો સ્વીકાર અને ગેરવ્યાજબી બાબતનો પરિત્યાગ.

૩ तत्त्वाभिनिवेशः–गुणवत्पक्षानुष्ठानम् ।

તત્વને માટે પક્ષપાત.

૪ ચાતુર્ય. ૫ શત્રુ ઉપર ચઢાઇ કરવામા નિપુણતા.

શાસ્ત્રમાં પ્રાવિણ્ય, દાનશીલતા, પ્રજાને પીડા કર્યા શિવાય કોશને વધારવાનુ ચાતુર્ય, મંત્રગુપ્તિ, શત્રુનાં છિદ્રો જાણી પ્રહાર કરવામાં તત્પરતા, સ્મિતપૂર્વક પ્રિય ભાષણ, કામ ક્રોધ લોભ મદ ચાપલ્ય પ્રજાદ્રોહ તથા પરનિન્દાનો ત્યાગ, વૃદ્ધોના ઉપદેશને અનુસરીને આચરણ, એ બધા સંપાદિત ગુણો છે.

જે રાજામા ઉપર જણાવેલા ગુણો હોય છે, સાર્વભૌમ ઐશ્વર્ય પ્રાપ્ત કરવાને સમર્થ થાય છે, અને તેનું રાષ્ટ્ર સમૃદ્ધ બને છે. રાજા જો ઉદ્યમી હોય છે, તો અધિકારીવર્ગ તથા પ્રજાવર્ગ ઉદ્યમી બને છે; અને રાજા જો આળસુ હોય છે, તો આ વર્ગો આળસુ બની જાય છે, તેથી રાજાએ લેશ પણ પ્રમાદ નહીં કરતાં હમેશાં પોતાના કાર્યોમાં તત્પર રહેવું. -રાજાએ દિવસ તથા રાત્રિના આઠ આઠ વિભાગ કરીને દરેક

જનપદના લોકોના ન્યાય ચૂકવવો. રાજાએ વિદ્વાન્ બ્રાહ્મણો તથા તપસ્વીઓનાં કાર્યો આચાર્ય તથા પુરોહિતને સાથે રાખી અગ્નિશાળામા જઇને જોવા.

૩– ૧૦॥ થી ૧૨—સ્નાન, ભોજન, તથા વેદાધ્યયન

૪– ૧૨ થી ૧॥—ખાસ કામો માટે અધ્યક્ષોની નીમણુક

૫– ૧॥ થી ૩—મન્ત્રિ પરિષદ્‌ના અમાત્યો સાથે પત્ર-વ્યવહાર અને ચારોની ગુપ્ત બાતમીઓનું શ્રવણ.

૬– ૩ થી ૪॥—મન્ત્રિ સાથે મસલત અથવા યથેચ્છ વિહાર

૭– ૪॥ થી ૬—સૈન્યનુ નિરીક્ષણ

૮– ૬ થી ૭॥—સેનાપતિ સાથે મસલત, અને સાયં-સન્ધ્યા

## રાત્રિનો કાર્યક્રમ.

| વિભાગ | સમય |
|---|---|
| ૧– | ૭॥ થી ૯—ગુઢપુરૂષોની મુલાકાત |
| ૨– | ૯ થી ૧૦॥—સ્નાન ભોજન તથા વેદાધ્યયન |
| ૩– | ૧૦॥ થી ૧૨—ગીતવાદ્યાદિશ્રવણ |
| ૪– | ૧૨ થી ૧॥ } શયન |
| ૫– | ૧॥ થી ૩ } શયન |
| ૬– | ૩ થી ૪॥—મગલવાદ્યોના ધ્વનિથી જાગૃત થઇ |

અર્થશાસ્ત્રનું મનન તથા દિવસે કરવાનાં કાર્યોનું ચિંતન.

૭– ૮ાા થી ૯—મન્ત્રિ સાથે ગુપ્ત મસલત, અને ખાસ કામગીરી ઉપર ગૂઢપુરૂષોની યોજના.

૮– ૯ થી ૭ાા—ઋત્વિજ આચાર્ય તથા પુરોહિતને સાથે રાખીને બ્રાહ્મણોના સ્વતિવાચનનો સ્વીકાર. વૈદ્ય પાકાધ્યક્ષ તથા જ્યોતિષીની મુલાકાત.

સવત્સા ગાયની પ્રદક્ષિણા કરી, ગોપ્રદાન તથા સભામંડપમાં ગમન.

રાજાએ હમેશાં જીતેન્દ્રિય રહેવું, અને ક્રોધથી ઉત્પન્ન થતા ત્રિવર્ગથી તથા કામથી ઉત્પન્ન થતા ચતુર્વર્ગથી સાવધ રહેવું. વાક્પારૂષ્ય, અર્થદૂષણ, અને દણ્ડપારૂષ્ય, એ કોપથી ઉત્પન્ન થતો ત્રિવર્ગ છે. કઠોર વાણીનો ઉપયોગ કરવો તેને વાક્પારૂષ્ય કહે છે. નોકરોને નિયમિત રીતે પગાર ન આપવો, અન્યાયથી ધન ગ્રહણ કરવું, દેશને સ્વચ્છંદાચારથી પીડા કરવી, અને અપાત્રને દ્રવ્ય આપવું, એને અર્થદૂષણ કહે છે. અપરાધીઓનો ગુન્હાના પ્રમાણથી વિશેષ દંડ કરવો, તેને દણ્ડપારૂષ્ય કહે છે. મૃગયા, દ્યૂત, સ્ત્રીઓ તથા દારૂનું સેવન, એ કામથી ઉત્પન્ન થતો ચતુર્વર્ગ છે. કામક્રોધાદિ વિકારોથી બચવા માટે રાજાએ હમેશાં વિદ્યામાં અને અનુભવમાં વૃદ્ધ તથા સદાચાર સંપન્ન સત્પુરૂષોના સમાગમમાં રહી પોતાની બુદ્ધિ નિર્મળ રાખવી.

રાજાએ પોતાના શાસનથી લોકોને પોતપોતાના ધર્મમાં પ્રવૃત્ત કરવા, અને આ પ્રમાણે ચાતુર્વર્ણ્યનું રક્ષણ કરવું. અધિકારીવર્ગમાંથી તથા પ્રજાવર્ગમાંથી જે બહુમાનને પાત્ર માલુમ પડે, તેનો દ્રવ્યાદિથી સત્કાર કરી રાજાએ લોકપ્રિય થવું. અને વર્તમાનકાળમાં તથા ભવિષ્યકાળમાં પણ જે રીતે પોતાનું તથા રાષ્ટ્રનું હિત થાય, તે રીતે પોતાનું જીવન ગાળવું.

રાજાએ ઉત્પન્ન તથા ખર્ચનાં સ્થાન ઉપર પૂર્ણ દેખરેખ રાખવી.

| ઉત્પન્નના સ્થાનો. | ખર્ચના સ્થાનો. |
|---|---|
| મૂલ્ય—ધાન્ય ફળ વિગેરેના વેચાણની કિંમત. | દેવપિતૃપૂજા તથા દાન અને સ્વસ્તિવાચન. |
| ભાગ—ધાન્યનો છઠ્ઠો ભાગ. | અધિકારીઓ તથા નોકરોનો પગાર. |
| વ્યાજી—વ્યાપારીઓ પાસેથી ઉચ્ચક રકમ કરની લીધી હોય, ત્યારે હિસાબ કરતા સુધી તારણ તરીકે રાજા અગાઉથી વિસમો ભાગ લઇ રાખતો. કરની રકમ નક્કી કરી, આ વ્યાજીમાંથી ખુટતી રકમ લઇ, બાકીની રકમ પાછી આપતો. આવી | અન્તઃપુર. પાકગૃહ. દૂતપ્રવૃત્તિ. કોઠાર આયુધાગાર [1]પણ્યગૃહ. [2]કુપ્યગૃહ. કૃષ્યાદિ કર્મો પછવાડે |

૧ વેચવાના માલની વખાર. ૨ સુવર્ણ અને ચાંદી શિવાયની-વસ્તુઓની વખાર.

રીતે રાખેલા વીસમા ભાગ-
ને વ્યાજી કહે છે.
परिघ—ખાણો ઉપરનો કર.
क्लृप्त—દરેક ગામનું ઠરાવેલું
સુવર્ણ અથવા ધાન્ય.
रूपिक–મીઠાની ખાણો ઉપરનો કર.
अत्यय–અપરાધીઓ પાસેથી
લેવામાં આવતો દંડ.

વ્યય.
વેઠ સંબંધી વ્યય.
પાયદળ, ઘોડા, રથ
અને હાથીઓની ખરીદી.
ગાયો વિગેરે જાનવરોની
પાછળ વ્યય.
દુર્ગ રાજમાર્ગ વિગેરેનો
વ્યય.

[1]शुल्क—જકાત.

રાજાએ મન્ત્રી તથા ૩–૪ અમાત્યોની સાથે મસલત કરીને રાજકાર્યોનો નિર્ણય કરવો. નવાં કર્મોનો આરંભ, પુરૂષો અને દ્રવ્યોની સંપત્તિ, દેશકાલનો વિભાગ, વિઘ્નોની સામે યોજવાના ઉપાયો, અને કાર્યસિદ્ધિ, એ પાંચ બાબતોનો નિર્ણય મન્ત્રી તથા ૧૨ અમાત્યોની પરિષદ્ ભરી તેમાં ઉહાપોહ કરીને કરવો, અને નિર્ણય બહુમતે કરવો. મન્ત્રને ગુપ્ત રાખવા માટે, જે સ્થાનમાંથી અવાજ બહાર ન જતો હોય, અને જ્યાં [2]પક્ષીઓની દૃષ્ટિ પણ ન પડતી હોય, તેવા સ્થાનમાં રાજાએ પરિષદ્ ભરવી.

---

૧. દુર્ગોમા ઉત્પન્ન થયેલા માલ ઉપર, દેશમા ઉત્પન્ન થયેલો જે માલ પરદેશ મોકલવામા આવે તે ઉપર, અને પરદેશમાં ઉત્પન્ન થયેલો જે માલ દેશમાં આવે તે ઉપર જકાત લેવાનું કામ રાષ્ટ્રપાલો તથા અન્તપાલો કરતા.

૨ अर्थशास्त्र —तदुद्देशः संवृतः कथानामनिःस्रावी पक्षिभिरप्यनालोक्यः स्यात् ।

અસાવધપણું, મદ, ઉંઘમાં લવરી, અને કામ ક્રોધાદિને અધીન થવું, એનાથી મંત્રનો ભેદ થાય છે, માટે રાજા મન્ત્રી તથા અમાત્યોએ તેથી સાવધ રહેવું.

આગ, જળની રેલ, રોગ, દુકાળ, ઉદર, હિંસક પ્રાણીઓ, સર્પ, અને રાક્ષસોનો ઉપદ્રવ, આ આઠ પ્રકારની આપત્તિઓમાંથી રાજાએ રાષ્ટ્રનું રક્ષણ કરવું.

આગથી રાષ્ટ્રનુ રક્ષણ કરવા માટે ગોપે દરેક ગામમાં [1]દશમૂલીનો સંગ્રહ રાખવો. આ સાધનોવડે ગામલોકોની મદદથી આગને હોલવી નાખવી

જળની રેલથી સુરક્ષિત રહેવા માટે નદી કિનારાના ગામોએ, જે ભાગમા પાણી ચઢવાનો સંભવ ના હોય, તે ભાગમાં રાત્રિએ સુઇ રહેવું, અને આવા બધાં ગામોના ગોપોએ, ગ્રામ-

---

१ पञ्चघटच —પાંચઘડા
२ कुम्भ —ગાગર
३ द्राणी—લાકડાની કથરોટ, અથવા પહોળી પવાલી
४ निश्रेणी—નિસરણી
५. परशु—કુવાડો
६ शूर्प—સૂપડુ
७ अङ्कुश—બળતા લાકડા ખેંચી કાઢવા માટે અંકુશ
८ कच—દોરડુ.
९ ग्रहणी—ટોપલો.
१० दृति—ચામડાની કોથળીઓ.

ડાની હવા ભરેલી કોથળીઓ તરાપાઓ, વાસડાઓ, પાટડાઓ, તુમડાઓ, નાવડીઓ, તથા પાટડાઓનો સંગ્રહ રાખવો, અને રેલમા સપડાયલા માણસોને બચાવવા માટે અધિકારીઓએ તથા આમલોકોએ પોતાનાથી બને તેટલો પ્રયત્ન કરવો. આવે પ્રસંગે મદદ નહીં કરનાર માણસોનો રાજાએ યોગ્ય દંડ કરવો.

પ્રજામા મહારોગ ફાટી નીકળે, તે વખતે રાજ વૈદ્યોએ તથા બીજા વૈદ્યોએ લોકોને મફત ઔષધો આપવા, અને તેમની સારવાર કરવી રાજાએ દરેક નગરમા ભૈષજ્યાગાર રાખવું, અને તેમા ઘણા વરસ સુધી ચાલે એટલી દવાઓનો સંગ્રહ રાખવો આ ભૈષજ્યાગારોમાથી આખા રાજ્યના વૈદ્યોને દવાઓ પુરી પાડવી.

દુકાળ પડે ત્યારે રાજાએ પોતાના ભંડારમાથી અર્ધું અન્ન પ્રજાને આપવું, અને ધનવાનો પાસેથી તથા મિત્રરાજ્યો પાસેથી પૈસાની મદદ લઇ પ્રજાનું રક્ષણ કરવું. રાજાએ નવાં બાંધકામો કાઢીને પ્રજાવર્ગને કામે લગાડવો. આખા રાષ્ટ્રમાં દુકાળ પડયો હોય અથવા તો બીજી આફત આવી પડી હોય, તે વખતે રાજાએ નદી અથવા સરોવરને કિનારે અથવા તો પર્વત ઉપરના દુર્ગોમા પ્રજાને રાખવી, અને દરેક આપત્તિને પ્રસંગે પિતા જેમ પુત્રનું રક્ષણ કરે, તેમ રાજાએ પ્રજાનું રક્ષણ કરવું.

યોગ્ય ઉપાયોની યોજના કરીને બાકીની ચાર આપત્તિઓથી પણ રાજાએ પ્રજાનું રક્ષણ કરવું, અને દરેક આપત્તિને

પ્રસગે દરેક ગામના પુરોહિતે પોતાના ગામમા અથર્વવેદમા બતાવેલી શાતિઓ કરવી

પ્રજાના આરોગ્યરક્ષણ માટે રાખવામા આવેલા વૈદ્યો ઉપર સખત દેખરેખ રાખવામા આવતી સ્થાનિક અમલદારને જાહેર કરી નેજ કોઇ પણ વૈદ્ય અસાધ્ય રોગીની ચિકિત્સા કરી શકતો, અને તેમ ન કરે તેનો દડ કરવામા આવતો ચિકિત્સા શરૂ થયા પછી જો રાગ વધી જાય અથવા સાધ્યરોગી મરી જાય તો પણ વૈદ્યને શિક્ષા કરવામા આવતી ઠેકાણે ઠેકાણે પશુવૈદ્યોને પણ રાજ્ય તરફથી રાખવામા આવતા હતા

બાલ, વૃદ્ધ, ભયકર રોગથી પીડાતો રોગી, અનાથ, અને અશક્તનુ, રાજા પોતે પાલન કરતો રાજ્ય તરફથી અનાથ બાળાઓને તથા અનાથ સ્ત્રીઓને વણાટકામ સોપવામા આવતુ પડદાનશીન સ્ત્રીઓને ઘેર સ્ત્રીવર્ગના નોકરો દ્વારા કામ મોકલી આપવામા આવતુ એક દર વણાટકામ ઉપર દેખરેખ રાખ વાનુ કામ સૂત્રાધ્યક્ષને સોપવામા આવતુ

રાજા દરેક વર્ણના માણસને વેદધર્માનુસાર નિર્ણીત થયેલા પોતપોતાના કર્મોમા પ્રવૃત્ત કરતો, અને ચાર આશ્રમોને વ્યવસ્થિત રાખતો પોતાના કુટુબના નિર્વાહનુ સાધન જેણે કર્યુ હોય, તેવા માણસનેજ તે સસાર છોડી ચતુર્થ આશ્રમ ધારણ કરવાની રજા આપતો

આ ઉપરાત ખેતીવાડીના ઉપયોગ માટે નાના નહેર

બંધાવતો, અને આ નહેરોના પાણીનો ઉપયોગ કરનાર પાસેથી જુજ કર લેતો.

ખોટા ત્રાજવા તથા વજનો રાખનારને, તેમજ અનાજ, ઘી, તેલ, ક્ષાર ઇત્યાદિ ખાદ્ય ખોરાકના પદાર્થોમાં ભેળમેળ કરનારને ખોળી કહાડી, તેને યોગ્ય શિક્ષા કરવા માટે, રાજા સંસ્થાધ્યક્ષોને નીમતો. અને તેથી પ્રજાને ખાદ્ય ખોરાકીના ચોખ્ખા પદાર્થો મળી શકતા.

રાજ્ય તરફથી જુદા જુદા વ્યાપારના રસ્તાઓને દર વર્ષે સુધારવામાં આવતા, અને રસ્તાઓની આજુબાજુ વૃક્ષો ઉગાડવામાં આવતા, અને ઠેકાણે ઠેકાણે પાણીની પરબો તથા ભોજન અને વિશ્રાન્તિ માટે ધર્મશાળાઓ રાખવામાં આવતી. આવી ધર્મશાળાઓમાં પરદેશીઓને ઉતારો આપવામાં આવતો, અને રાજ્ય તરફથી તેમનું આતિથ્ય કરવામાં આવતું, તથા તેમની હીલચાલ ઉપર દેખરેખ રાખવામાં આવતી.

રાજ્ય તરફથી ગામોના તથા નગરોના જુદા જુદા રસ્તાઓની સ્વચ્છતા રાખવામાં આવતી, અને ગંદકી કરનારનો દંડ કરવામાં આવતો.

શત્રુરાજાઓ સાથે રાજાએ કેવી રીતે વર્તવું તેનું ચાણક્યે સવિસ્તર વર્ણન આપેલું છે, તેમજ સામદાનાદિનું વિધાન, પાડ્ગુણ્ય, કૃત્ય, તથા સામન્ત મંડળ વિગેરેના સંબંધમાં પણ રાજાએ કેવી રાજનીતિ ધારણ કરવી તે જણાવ્યું છે. આ

વિષયો આપણે રામાયણના પ્રકરણમાં સંક્ષેપમાં જણાવી ગયેલા હોવાથી, અત્રે ગ્રંથવિસ્તારના ભયથી તેમને છોડી દેવામાં આવ્યા છે.

## ૪ રાજકુમારનું શિક્ષણ.

રાજાએ ત્રીજે અથવા પાંચમે વર્ષે રાજકુમારોનો ચૌલ સંસ્કાર કરી, પછી તેમને જુદી જુદી લિપિઓનું તથા ગણિતનું શિક્ષણ અપાવવું. દશમે વર્ષે ઉપનયન સંસ્કાર થયા પછી રાજકુમારોએ આચાર્ય પાસેથી ત્રણ વેદ, છ વેદાંગ તથા ન્યાયશાસ્ત્ર શીખવું. ચારે વર્ણોને તથા ચારે આશ્રમોને પોતપોતાના ધર્મોમાં સ્થાપન કરવા માટે રાજકુમારોને વેદનું જ્ઞાન આવશ્યક ગણાતું. ત્યાર પછી રાજકુમારોએ જુદાં જુદાં કર્મોના અધ્યક્ષો પાસેથી વાર્તા એટલે કૃષિ પશુપાલન અને વાણિજ્યનું, તથા કુશલ મંત્રિઓ અથવા આચાર્યો પાસેથી રાજનીતિશાસ્ત્રનું જ્ઞાન સંપાદન કરવું આવી રીતે ૧૬ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળી ઉપર પ્રમાણે જ્ઞાન પ્રાપ્ત કરી પછી લગ્ન કરવું; અને લગ્ન થયા પછી પણ તેમણે આચાર્યોના સમાગમમાં રહી પોતાના જ્ઞાનમાં ઉત્તરોત્તર વૃદ્ધિ કરવી. રોજ સવારમાં તેમણે હાથી ઘોડા રથ તથા સર્વ પ્રકારનાં આયુધોનો ઉપયોગ કરતાં શીખવું, તેમજ દરરોજ સાંજનો વખત તેમણે ઇતિહાસ, પુરાણ, વીર પુરૂષોનાં ચરિત, ધર્મશાસ્ત્ર, તથા અર્થશાસ્ત્રનું શ્રવણ કરવામાં ગાળવો. તેમણે નવરાશને વખતે નવી નવી વિદ્યાઓ તથા કળાઓ શીખવી, અને પ્રાપ્ત કરેલી વિદ્યાઓનું પરિશીલન કરવું.

## ૫ પ્રજાના ધર્મો

ચાણક્યના સમયમાં [1]ધર્મ, [2]વ્યવહાર, [3]ચરિત્ર, અને [4]રાજશાસન, એવા ચાર પ્રકારના કાયદાઓને અનુસરીને વર્તવાની દરેક માણસની ફરજ ગણવામાં આવતી. તેમજ અહિંસા, સત્ય, પાવિત્ર્ય, ગુણો ઉપર પક્ષપાત, સાધુત્વ, અને ક્ષમા જેવા સામાન્ય ધર્મોનું પાલન કરવાની પણ દરેક માણસની ફરજ ગણવામાં આવતી.

તે સમયમાં વર્ણાશ્રમધર્મોની વ્યવસ્થા ધર્મશાસ્ત્રો પ્રમાણેજ ચાલતી હતી. બ્રાહ્મણો વિદ્યાઓ તથા કળાઓનું અધ્યયન કરી પ્રજાને તેનું મફત શિક્ષણ આપતા. તેઓ પોતાના તથા રાષ્ટ્રના હિત માટે યજ્ઞો કરતા અને કરાવતા. તથા પવિત્ર માણસો પાસેથી દાન લેતા અને પાત્રને દાન આપતા. જે બ્રાહ્મણ પાસે સારૂં દ્રવ્ય એકઠું થતું, તેને અગ્નિહોત્ર રાખવાની રાજા ફરજ પાડતો.

ક્ષત્રિઓ પણ વિદ્યાકળાઓનુ અધ્યયન કરતા, પોતાની શકિત અનુંસાર યજ્ઞો કરતા અને પાત્રને દાન આપતા. તેઓ શાસ્ત્રાસ્ત્રથી પોતાની આજીવિકા ચલાવતા અને પ્રાણિમાત્રનું રક્ષણ કરવામાં તત્પર રહેતા. મન્ત્રી, સેનાપતિ, સમાહર્તા,

---

૧ ધર્મ એટલે ધર્મશાસ્ત્રોમાં વર્ણવેલા ચાતુર્વર્ણ્યધર્મો.
૨ રાજનીતિશાસ્ત્ર અનુસાર લેવડદેવડ વિગેરેના ઠરેલા કાયદાઓ.
૩ જુદી જુદી રૂઢીઓને અનુસરીને ઘડાયલા કાયદાઓ.
૪ રાજાએ પોતે પ્રસિદ્ધ કરેલા કાયદાઓ.

નાગરિક, ગઢપાલ, દંડપાલ, અન્તપાલ વિગેરે મોટા અધિકારની જગ્યાઓ ઉપર તથા સૈન્યમાં, રાજા આ વર્ગના માણસોની નીમણુક કરતો, અને યુદ્ધના પ્રસંગોમાં આ વર્ગની રાજભક્તિ તથા તેના શૌર્ય ઉપર વિશ્વાસ રાખી, રાજા તેને સૈન્યના અગ્ર ભાગમા રાખતો.

વૈશ્યો પણ વિદ્યા કળાઓનું અધ્યયન કરતા, અને પ્રસંગે યજ્ઞો કરતા તથા પાત્રને દાન આપતા. તે ઉપરાત તેઓ કૃષિ પશુપાલન અને વાણિજ્યનાં શાસ્ત્રોનું જ્ઞાન સંપાદન કરતા, અને ઠરેલા ધોરણે રાજાને જુદા જુદા પ્રકારના કર આપતા. રાજ્યમાં સન્નિધાતા, સ્થાનિક, ગોપ, લેખક, ગણક વિગેરે જગ્યાઓ ઉપર રાજા આ વર્ગના માણસોની નીમણુક કરતો.

શૂદ્રો જુદી જુદી શિલ્પકળાઓનું જ્ઞાન મેળવી જુદાં જુદાં શિલ્પો તથા કુશીલવ અને ચારણનું કામ કરીને, અથવા તો નોકરી કરીને પોતાનો નિર્વાહ કરતા, અને જુદા જુદાં શિલ્પ કામોમા રાજા તરફથી તેમને ઉત્તેજન આપવામા આવતું.

રાજાના શાસનના ભયથી ચાતુર્વર્ણ્ય પ્રજા ઉપર વર્ણવેલા પોતપોતાના ધર્મમા પ્રવૃત્ત રહેતી.

પોતાના વર્ણાશ્રમ ધર્મના પાલન ઉપરાંત સામાજીક બાબતોમાં પણ પ્રજાને ભાગ લેવો પડતો. જ્યારે કોઇ ગામમાં પાણીના રક્ષણ માટે નદીઓમાં અથવા તળાવોમા [1]સેતુઓ બાંધવામાં આવતા, ત્યારે તે કામમાં મદદ આપવાની ફરજ ગણાતી તેમજ અગ્નિ રોગ રેલ ઇત્યાદિ ભયના પ્રસંગોએ

---

૧. પાળો.

દરેક માણસે એક બીજાને સહાય કરવી પડતી. આવી સામાજીક બાબતોમા સહાય નહીં કરનારનો રાજા તરફથી દંડ કરવામા આવતો.

પોતાના રાજ્યના રક્ષણ માટે દરેક વર્ણના સશક્ત માણસોને લશ્કરમા ફરજીઆત દાખલ થવું પડતું, અને લશ્કરમાંથી નાસીજનારને પકડી લાવી ભયંકર શિક્ષા કરવામાં આવતી. ઘાયલ થયેલા સનિકોની સારવાર કરવા માટે વૈદ્યો તથા વૈદ્યકીય જ્ઞાન ધરાવનારી સ્ત્રીઓ પણ લશ્કરની સાથે જતી.

મહાભારતના સમયથીજ રાજાની પસંદગી કરવાનો પોતાનો હક પ્રજા ગુમાવી બેઠી હતી, અને તેને પરિણામે દિવસે દિવસે રાજાની સત્તામા વધારો થતો ગયો. ચાણક્યના સમયમા રાજા પ્રજા ઉપર અનેક પ્રકારના કર નાંખીને પોતાનો ખજાનો તર રાખતો, અને દરેક મોટાં નગરોમાં કાયમનું સન્ય રાખીને પોતાની સત્તામાં વધારો કરતો. રાજા રાજશાસનોના સ્વરૂપમાં નવા નવા કાયદાઓ ઘડતો, અને પ્રજાને તે માન્ય રાખવા પડતા. જો કે મન્ત્રી તથા પુરોહિતની સંમતિથી આ રાજશાસનો નીકળતાં હોવાથી ધર્મની સાથે તેમનો વિરોધ થવાનો પ્રસંગ ચાણક્યના સમયમાં તો જવલ્લેજ આવતો, પણ આ સત્તાનો પાછીના સમયમાં દુરૂપયોગ કરીને અશોકે મોટે ભાગે રાજશાસનોથીજ વેદધર્મને જડમૂળથી ઉખેડી નાંખી, પોતે સ્વીકારેલો બૌદ્ધધર્મ પ્રજામાં ફેલાવ્યો. આવી રીતે વધેલી રાજસત્તાનું શુ પરિણામ આવ્યું, તે આપણે હવે જોઇએ.

---

# પ્રકરણ ૭ મું.

## ભારતવર્ષના સામ્રાજ્યની સમાપ્તિ,

## અને ઉપસંહાર.

### જૈન તથા બૌદ્ધ ધર્મો.

આપણે ગયા પ્રકરણમા જણાવી ગયા છીએ, કે મૌર્ય રાજા ચંદ્રગુપ્તના સમયમા ચાણક્યે વર્ણાશ્રમધર્મોનું પાલન કરી વિદ્યાકળાને ખીલાવવામા પ્રજાને પ્રવૃત્ત કરી, અને તેને લીધે ચંદ્રગુપ્તે સામ્રાજ્યઐશ્વર્ય સંપાદન કર્યું. પણ ત્યાર પછી જૈન તથા બૌદ્ધધર્મનો પ્રચાર વધવાથી વર્ણાશ્રમધર્મ ધીમે ધીમે નષ્ટ થવા લાગ્યો, અને લોકોનું વલણ પોતાના ધર્મો છાડીને તત્ત્વજ્ઞાન યમ નિયમ તથા સામાન્ય નીતિના વિષયોનું જ્ઞાન પ્રાપ્ત કરવા તરફ થવા લાગ્યુ.

જૈનધર્મનો પ્રચાર કરનાર ચોવીસમા તીર્થંકર મહાવીરસ્વામીનો જન્મ ઈ. સ. પૂર્વે ૫૩૯ મા ક્ષત્રિયકુળમા થયો હતો, અને તેઓ ઇ. સ. પૂર્વે ૪૬૭ મા નિર્વાણ પામ્યા હતા. તેમણે વર્ણાશ્રમને બદલે સંઘની સ્થાપના કરી, અને તે સંઘના ચાર વિભાગ કર્યા. ૧ સાધુ, ૨ સાધ્વી, ૩ શ્રાવક, અને ૪ શ્રાવિકા. વૈરાગ્ય ધારણ કરીને લોકોમાં જૈનધર્મના સિદ્ધાન્તોનો પ્રચાર કરવાનું કામ સાધુઓ તથા સાધ્વીઓને સોંપવામાં

આવ્યું, અને સંસારમાં રહી સાધુ તથા સાધ્વીઓનો ઉપદેશ સાભળી તે પ્રમાણે વર્તવું, એવો શ્રાવકો અને શ્રાવિકાઓનો ધર્મ ઠરાવવામા આવ્યો.

બૌદ્ધધર્મનું સ્થાપન કરનાર બુદ્ધદેવ પણ ક્ષત્રિય કુળમાં શુદ્ધોદન રાજાને ત્યાં ઇ. સ. પૂર્વે ૬૨૩ માં જન્મ્યા હતા, અને ઇ. સ. પૂર્વે ૫૪૩ માં નિર્વાણ પામ્યા હતા. તેમણે પણ વર્ણાશ્રમને બદલે સંઘની સ્થાપના કરી, અને ભિક્ષુઓને તથા ગૃહસ્થોને પોતાના સંઘમાં દાખલ કર્યા. બુદ્ધદેવે મોટી મોટી સભાઓમાં વેદધર્મના પ્રવર્તક બ્રાહ્મણોનો પરાજય કરી, પોતાનો ધર્મ સ્થાપન કર્યો, અને ઘણા રાજાઓને પોતાના ધર્મના બનાવી દીધા. આ રાજાઓએ ભારતવર્ષમાંથી વેદધર્મને હાંકી કહાડી બૌદ્ધધર્મ પ્રવર્તાવવા પોતાની રાજસત્તાનો ઉપયોગ કર્યો; અને મોટી સભાઓ ભરીને, તથા ચોતરફ બૌદ્ધ-ધર્મનો ઉપદેશ કરવા સારૂ ભિક્ષુઓ મોકલીને, આખા ભારતવર્ષમાં તથા સીલોન, બ્રહ્મદેશ, ચીન વગેરે પ્રદેશોમાં પણ બૌદ્ધધર્મનો પ્રચાર કર્યો.

બિમ્બિસાર રાજાના પુત્ર અજાતશત્રુના સમયમાં, એટલે ઇ. સ. પૂર્વે આશરે સાડાચારસો વર્ષ ઉપર, મગધદેશનાં પાટનગર રાજગૃહમાં બૌદ્ધધર્મની પહેલી મહાસભા મળી હતી. બીજી મહાસભા વૈશાલી નગરીમાં મળી હતી. અને ત્રીજી મહાસભા ચંદ્રગુપ્તના પૌત્ર અશોક રાજાના સમયમાં, એટલે ઇ. સ. પૂર્વે ૨૩૪ થી ૧૯૮ સુધીના સમયમાં, રાજાશ્રય નીચે પાટલીપુત્રમાં મળી હતી. આ મહાસભામાં ભારતવર્ષના

જુદા જુદા પ્રદેશોમા તથા ચીન, સિહલદ્વીપ, બ્રહ્મદેશ જેવા દૂરના પ્રદેશોમા બૌદ્ધધર્મના ભિક્ષુઓને મોકલીને બૌદ્ધ ધર્મનો પ્રચાર કરવાનો ઠરાવ થયો હતો, અને તરતજ તેનો અમલ પણ શરૂ કરવામા આવ્યો હતો ત્યાર પછી એક સભા અશોકના પુત્ર મહેન્દ્રે સિંહલદ્વીપમાં, મહારાજા કનિષ્કે ઉત્તર પ્રાંતોમા, અને ત્રીજી ઇ સ. ના સાતમા સૈકામા મહારાજા શિલાદિત્યે ભરી હતી આવી રીતે રાજાઓના આશ્રય નીચેજ બૌદ્ધધર્મનો પ્રચાર થવાથી ઘણા બ્રાહ્મણો તથા ક્ષત્રિયો બૌદ્ધ ધર્મમા જોડાયા હતા, અને વેદધર્મના પ્રચારક બ્રાહ્મણોએ તથા સરક્ષક ક્ષત્રિઓએ વેદધર્મ છોડી દેવાથી આખા ભારતવર્ષમા વેદધર્મનો લોપ થઈ ગયો, અને પ્રજાવર્ગ પોતાના વર્ણાશ્રમ-ધર્મથી ભ્રષ્ટ થઇ ગયો, અને તેની અસર તે સમયના રાજ્ય-તંત્ર ઉપર થઇ

બુદ્ધદેવે બ્રાહ્મણોને પ્રજાની દષ્ટિમા હલકા પાડી નાખેલા હોવાથી, જે થોડા ઘણા બ્રાહ્મણો વેદધર્મમા રહ્યા હતા, તેઓ રાજાપ્રજાનો નિગ્રહ કરવા સમર્થ થઈ શક્યા નહીં આથી દરેક માણસે પોતાનો વર્ણધર્મ તજી દીધો, અને પ્રાચીન કાળના ઋષિવર્ગે મહા પ્રયત્ને સપાદન કરેલી વિદ્યાકળા ઓનું અધ્યયન અધ્યાપન બધ થઈ જવાથી, તે વિદ્યાકળાઓ ધીમે ધીમે નષ્ટ થતી ગઇ રાજાઓએ વેદધર્મ તથા રાજ નીતિશાસ્ત્રના સિદ્ધાન્તોને અનુસરીને રાજ્યવહિવટ ચલાવવાને બદલે, પોતાના રાજ્યશાસનોથીજ રાજ્યવહિવટ ચલાવવા માડયો. કેટલેક ઠેકાણે રાજાઓ રાજપાટ છોડીને બૌદ્ધધર્મના

ભિક્ષુઓ થઇ જવાથી, પ્રજાસત્તાક રાજ્યો સ્થપાયાં, અને પ્રજાવર્ગ યમ નિયમ તથા તત્ત્વજ્ઞાન પ્રધાન બૌદ્ધધર્મી થઇ જવાથી શૂરાતન ધીમે ધીમે ઓછું થતું ગયું.

## ૨ વેદ ધર્મનું પુનઃસ્થાપન.

આ પ્રમાણે જ્યારે બૌદ્ધ ધર્મનો પ્રચાર ઘણોજ થઇ ગયો, અને વેદધર્મ નષ્ટપ્રાય થઇ ગયો, ત્યારે ઈ. સ. ના આઠમા સૈકામાં કુમારિલ ભટ્ટે વેદધર્મનું પુનઃસ્થાપન કરવાનો મહાન્ પ્રયત્ન આદર્યો. પણ તેઓ, વેદધર્મના કર્મમાર્ગને પ્રાધાન્ય આપી આ મહાન્ કાર્યમાં પ્રવૃત્ત થયેલા હોવાથી, જોઇએ તેટલે અંશે ફાવી શકયા નહીં. આવી પરિસ્થિતિમાં ઈ. સ. ૭૮૮ માં એક પવિત્ર બ્રાહ્મણકુળમાં વેદધર્મોદ્ધારક શ્રી શંકરાચાર્યનો જન્મ થયો.

તેમણે નાની ઉમ્મરમાંજ સંન્યાસ ધારણ કરી, વેદધર્મના ભિક્ષુ બની, વેદધર્મના તત્ત્વજ્ઞાનનેજ આગળ કરી, વેદ ધર્મનું પુનઃસ્થાપન કરવાનો પ્રયત્ન શરૂ કર્યો, અને તેમાં તેઓ ફાવ્યા. આખા ભારતવર્ષમાં મહાપ્રયાણ કરીને બૌદ્ધધર્મમાં જોડાયલા બ્રાહ્મણોને તથા રાજાઓને પાછા વેદધર્મમાં આણ્યા, અને આ રાજાઓની પછવાડે તેમની પ્રજાઓ પણ પાછી વેદધર્મમાં આવી ગઇ, અને પોતપોતાના વર્ણાશ્રમધર્મોનું પાલન કરવા લાગી.

શ્રી શંકરાચાર્યના ભગીરથ પ્રયત્નથી, જો કે બૌદ્ધ-

ધર્મને તો ભારતવર્ષ છોડી ચાલ્યા જવાની ફરજ પડી, તો પણ વર્ણાશ્રમો પૂર્વની માફક વ્યવસ્થિત થયા હોય, એમ તે સમયનો તથા ત્યાર પછીના સમયનો ઇતિહાસ જોતાં આપણને લાગતું નથી. માત્ર આનું શુભ પરિણામ એટલું જ જણાય છે, કે બૌદ્ધધર્મના ધાર્મિક ગ્રન્થોને બદલે આપણા વેદધર્મના ધાર્મિકગ્રંથોનું પઠન પાઠન શરૂ થવાથી, આજ સુધી આ ગ્રથો દુનિઆ ઉપર રહી શકયા. પણ બુદ્ધદેવના સમયથી બ્રાહ્મણોએ ખોયેલો રાજાપ્રજા ઉપરનો કાબુ, તેઓ પાછા મેળવી શકયા નહીં રાજાપ્રજા ઉપર બ્રાહ્મણોનો કાબુ નહીં રહેવાથી, રાજાઓ પોતાની અર્થકામની વાસનાઓ તૃપ્ત કરવામાંજ પોતાની રાજસત્તાનો ઉપયોગ કરવા લાગ્યા, અને પ્રજાવર્ગ પણ રાજાઓને અનુસરીને અર્થકામમાંજ પ્રવૃત્ત થતો ગયો.

આવી રીતે રાજાઓ તથા પ્રજાઓ પોતાના કર્તવ્યો તરફ દુર્લક્ષ કરી મોજમજાહમા પડી જવાથી ધર્મ તથા રાજનીતની મર્યાદાઓનુ ઉલ્લંઘન થવા લાગ્યું, અને ભારતવર્ષના રાજાઓમાં અંદર અદર કલહ ઉત્પન્ન થયો, અને પોતાનાં કર્તવ્યોથી ભ્રષ્ટ થવાથી વિદ્યાહીન અને નિર્બળ થઇ ગયેલા રાજાઓ તથા પ્રજાવર્ગો, અંદર અદરના કલહથી વધારે નિર્બળ થઈ ગયા, અને ભારતવર્ષના સાર્વભૌમઐશ્વર્યનો અંત આવ્યો. આ સમયની પરિસ્થિતિ બરાબર સમજવા માટે આપણે ભારતવર્ષના છેલ્લા સમ્રાટ્ પૃથ્વીરાજ ચૌહાણના ચરિત્રનું અવલોકન કરીશું.

## ૩ પૃથ્વીરાજનુ ચરિત્ર.

વિક્રમાદિત્યના વંશના છેલ્લાં દિલ્લીપતિ અનંગપાલને બે કન્યાઓ હતી. તેમાની મોટી કમળાદેવીને તેણે અજમેરના રાજા સોમેશ્વરે સાથે પરણાવી, અને નાનીને કનોજના રાજા વિજયપાલ જોડે પરણાવી. કમળાદેવીનો પુત્ર પૃથ્વીરાજ ઇ. સ. ૧૧૯૦ ના અરસામાં પોતાના પિતાની ગાદીએ આવ્યો. પોતાને પુત્ર નહીં હોવાથી અનંગપાલે દિલ્હીની ગાદી પોતાના દૌહિત્ર પૃથ્વીરાજને નીચેના લેખથી આપી.

स्वस्ति श्री पृथिवीनृपाय सुधिये मातामह. सादरं
साश्लेषं परिगृह्य वक्ति अधुना मां विद्धि मोक्षार्थिनम् ।
तत्तुभ्य सकल समर्पितमिदं राज्यं सुकोशान्वितम्
प्रेम्णा पालय वर्धयस्व सुतरां न्यायेन वर्तस्व च ॥

પૃથ્વીરાજને આવી રીતે દિલ્હીની ગાદી મળવાથી, તેની માશીનો દીકરો કનોજનો રાજા જયચંદ તેનો દ્રોહ કરવા લાગ્યો, અને તેણે પૃથ્વીરાજનો વિનાશ કરવા સારૂ શાહાબુદ્દીન ઘોરીને પોતાની મદદ માટે બોલાવ્યો, અને પૃથ્વીરાજ ઉપર ચઢાઈ કરી.

આ વખતે પૃથ્વીરાજે ચિતોડના મહારાણા અમરસિંહની મદદથી જયચંદ તથા શાહાબુદ્દીનને હરાવીને નસાડયા, અને જયચંદના સૈન્યનો નાશ કર્યો.

એવામાં ગુજરાતના વૃદ્ધ રાજા ભીમદેવે આબુરાજની કન્યા ઇચ્છિનીકુમારીને પરણવા માટે માગું કર્યું, પણ આબુ-

રાજે તેનો અનાદર કર્યો. પોતાની માગણીનો અનાદર થવાથી કામાંધ ભીમદેવે આબુરાજ ઉપર ચઢાઇ કરી. પૃથ્વીરાજની મદદ લઇને આબુરાજે ભીમદેવ સાથે યુદ્ધ કર્યું, તેમાં ભીમદેવ મરાયો, અને આબુરાજે પોતાની કન્યા ઇચ્છિનીકુમારીને પ્રતાપી પૃથ્વીરાજ સાથે પરણાવી, અને આ યુદ્ધથી પૃથ્વીરાજની કીર્તિ વધવા માંડી.

પૃથ્વીરાજનું વધતું જતું ઐશ્વર્ય સહન નહી થવાથી, કનોજના રાજા જયચંદે ફરીથી પૃથ્વીરાજ સાથે યુદ્ધ કરવાનો પ્રસંગ ઉભો કરવા સારૂ, મન્ત્રિ તથા પુરોહિતની સલાહ વિરૂદ્ધ, રાજસૂય યજ્ઞનો આરંભ કર્યો. તેના પ્રધાન મન્ત્રી સુમતિએ તેને ઘણો વાર્યો, છતાં પણ તેણે માન્યુ નહીં, અને ભારતવર્ષના બધા રાજાઓને પોતાના યજ્ઞમાં આવીને ભાગ લેવા માટે આમંત્રણો મોકલ્યાં. પોતાને આમંત્રણ પહોચતા અરોગરજ પૃથ્વીરાજ ગુસ્સે થઇ ગયો, અને તેણે જયચંદને કહેવડાવ્યું, કે 'ભારત વર્ષનો સમ્રાટ હું છું, અને તેથી રાજસૂય યજ્ઞ કરવાનો અધિકાર છે. ત્હેં તો આવી પ્રવૃત્તિ આદરીને કેવળ મારૂં અપમાનજ કર્યું છે. માટે થોડાજ સમયમાં હું તને તેનો બદલો આપીશ.'

આવો સંદેશો સાંભળીને જયચંદને પણ સામો ક્રોધ ચયો, અને તરતજ તેણે પૃથ્વીરાજને તાબે કરી પકડી લાવવા માટે મોટા સૈન્ય સાથે પોતાના ભાઇને મોકલ્યો, પણ આ યુદ્ધમાં જયચંદનો ભાઇ મરાવાથી રાજસૂય બંધ રહ્યો.

પૃથ્વીરાજના મંત્રિમંડળમાં, પ્રધાનામાત્ય :

ચન્દ કવિ, પૃથ્વીરાજના કાકા સેનાપતિ કન્હ ચૌહાણ, પૃથ્વીરાજનો સાળો મહાવીર ચામુણ્ડરાય, અને રામગુરૂ પુરોહિત, એ પ્રમાણે છ મન્ત્રીઓ હતા, અને તેમની સલાહ પ્રમાણે પૃથ્વીરાજ રાજકારભાર ચલાવતો.

એવામાં ચંદપુડીર નામના સામન્તે પૃથ્વીરાજને કહ્યુ, કે 'ચામુણ્ડરાયનો વિચાર, તને ગાદી ઉપરથી ઉઠાડી મૂકીને, પોતાના ભાણેજ રાજકુમારને ગાદી ઉપર બેસાડવાનો છે.' પૃથ્વીરાજે પ્રથમ તો આ વાત હસી કહાડી. પણ થોડાજ સમયમાં એવું બન્યું કે ચામુંડરાય પોતાના રાજકુમારને ધનુર્વિદ્યાનું શિક્ષણ આપીને તેનીજ સાથે ઘોડાઉપર બેસીને પાછો આવતો હતો, તેવામાં તેણે શૃંગારહાર નામના પૃથ્વીરાજના હાથીને મદોન્મત્ત દશામાં પોતાની ઉપર ધસી આવતો જોયો. રાજપુત્રનું રક્ષણ કરવા માટે ચામુંડરાયે આ હાથીને મારી નાંખ્યો. આ ઉપરથી હાથીને મારીને રાજાને પણ હું મારીશ, એવું ચામુંડરાયે સૂચવ્યું, એમ સમજી પૃથ્વીરાજે ચન્દપુંડીરની વાત સાચી માની, અને ચામુંડરાયને કેદ કરી બેડીઓ નાંખવા રામગુરૂ પુરોહિતને આજ્ઞા કરી. ચામુંડરાયે રાજાની આજ્ઞા માથે ચઢાવીને કહેવડાવ્યું, કે 'હું બેડીઓ પહેરવા તૈયાર છું, પણ એક વખત શસ્ત્ર છોડયા પછી ફરીથી હું શસ્ત્ર ધારણ કરી શકીશ નહીં. માટે રાજાને જેમ યોગ્ય લાગે તેમ કરે.' આ સાંભળીને ક્રોધાંધ પૃથ્વીરાજે ભવિષ્યનો કાંઇ પણ વિચાર કર્યા વગર ફરીથી આજ્ઞા કરી, કે તમારી સહાયની મારે અપેક્ષા નથી, માટે તમારે બેડીઓ પહેરવી.' આવી રીતે પૃથ્વીરાજે પોતાના મોટા યોદ્ધાને ગુમાવ્યો.

થોડા સમય પછી રાજકારભાર પોતાના પ્રધાનામાત્ય કયમાષને સોંપીને પૃથ્વીરાજ શિકાર કરવાને બહાને વનમાં નીકળી ગયો. એક દિવસ કયમાષે રાજાની ગણિકા કર્ણાટકીને તેના મકાનમાં વસ્ત્રાલંકાર સજીને બેઠેલી જોઈ. તેના લાવણ્યથી મુગ્ધ બની જઈ કયમાષ તેજ રાત્રિએ તેને ત્યાં ગયો.કર્ણાટકીએ તેને સારો આવકાર આપ્યો, અને તેના માનમાં કર્ણાટકીએ દીપોત્સવ ( રોશનાઈ ) કરી. તેજ રાત્રિએ પૃથ્વીરાજ પણ ગુપ્ત રીતે નગરમા આવીને ઇચ્છિનીકુમારીના મહેલમા રહ્યો હતો. પોતાની ગણિકા કર્ણાટકીને ત્યા આવો ઉત્સવ જોઇને પૃથ્વીરાજે ઇચ્છિનીકુમારીને તેનું કારણ પૂછ્યું.ત્યારે ઇચ્છિની-કુમારીએ કહ્યું, કે ' આ કયમાષ જાણે છે તો ખરો કે આ તમારી ગણિકા છે, છતા પણ તે તમારો અનાદર કરી તેને ત્યા ગયો છે. આવો માણસ કોઈ દિવસ તમે નગરમા ના હો, ત્યારે અમારી પણ લાજ લે. માટે હવે તેની ઉપેક્ષા કરવી ન જોઇએ. ' આવું પોતાની રાણીનુ વચન સાંભળતા બરોબરજ પૃથ્વીરાજ ક્રોધથી વ્યાકુલ થઇ ગયો, અને તરતજ ધનુષ્ય હાથમાં લઈ ત્યાથીજ એક બાણ મારી તેણે કયમાષનુ માથું ઉડાવી દીધું. આવી રીતે પૃથ્વીરાજે પોતાના બૃહસ્પતિ જેવા વિદ્વાન તથા રાજનીતિજ્ઞ પ્રધાનામાત્ય કયમાષને ગુમાવ્યો.

આ વાતને થોડો સમય વીતી ગયો, બાદ પોતાનો ક્રોધ શાંત પડવાથી પૃથ્વીરાજને આ બે અકાર્યોને માટે પશ્ચાત્તાપ થવા લાગ્યો, અને તેથી તેનું ચિત્ત રાજકાર્યોમાં ચોટ્યું નહીં, અને તે વિનોદને માટે વનમાં નિવાસ કરી શિકાર કરવામાં પોતાનો વખત ગાળવા લાગ્યો.

આ બધી બાતમી ગુપ્ત ચરોદ્વારા શહાબુદ્દીનને મળવાથી, તરતજ તે દિલ્હી ઉપર ચઢી આવ્યો. પણ પૃથ્વીરાજે વિજય મેળવ્યો, અને શાહાબુદ્દીનને કેદ કર્યો. પછી પૃથ્વીરાજને ઘણું દ્રવ્ય આપી તે છૂટો થઇ ગયો.

પછી ઘણા દ્રવ્યનો તથા તથા યોદ્ધાઓનો ભોગ આપીને, પૃથ્વીરાજે જયચંદની પુત્રી રાજકુમારી સંયોગિતાનું હરણ કરી, તેની સાથે લગ્ન કર્યું, અને ત્યાર પછીનો બધો વખત તે વિલાસમાં જ ગાળવા લાગ્યો. તેણે અંતપુરમાં ભરાઇ રહીને રાજકારભાર તરફ બીલકુલ લક્ષ આપવા માંડ્યું નહીં. આનું પરિણામ એ આવ્યું કે રાજ્યમાં બધે અંધેર ચાલી રહ્યું; અમાત્યો એક બીજા સાથે દ્વેષ કરી કલહ કરવા લાગ્યા, અધિકારીઓ પ્રજાને ત્રાસ આપવા લાગ્યા, અને નોકરો તથા સૈનિકોને પગાર નહીં મળવાથી નોકરી છોડીને પરરાજ્યોની નોકરીમાં જોડાવા લાગ્યા. પોતાના રાજ્યની આવી દુર્દશા થતી જોઇને રાજ્યના મોટા અમલદારોએ તથા શહેરીઓએ મોટી સભા ભરીને નિર્ણય કર્યો, કે પૃથ્વીરાજને આ પરિસ્થિતિ જાહેર કરવા ચન્દ કવિને મોકલવા. પૃથ્વીરાજના પરમ મિત્ર હાહુલીરાયને જોડે લઇને ચન્દ કવિ અન્તઃપુરમાં ગયા, અને રાજ્યની ભયંકર પરિસ્થિતિ જણાવનારો પત્ર એક દાસીના હાથમાં મૂકી પૃથ્વીરાજને પહોચાડવા કહ્યું. સંયોગિતાએ આ પત્ર દાસીના હાથમાથી ઝુંટાવી લીધો, અને પોતે વાંચીને તેને ફાડી નાંખી પૃથ્વીરાજની સમક્ષ દાસીઓને હુકમ કર્યો, કે 'એકદમ જાઓ, અને આ પત્ર લાવનારને

ફટકા મારો.' આવો હુકમ સાંભળતા બરોબરજ હાથમાં લાકડીઓ લઇને દાસીઓ દોડતી દોડતી ચંદ કવિ અને હાહુલીરાય જ્યાં ઉભા હતા ત્યાં ગઇ, અને તેમને ફટકા મારવા લાગી. આ જોઇને સંયોગિતાએ ખડખડાટ હસવા માંડયું. જો કે ચન્દ કવિએ તો ચુપચુપ ફટકા ખાધા, પણ હાહુલીરાયથી આવું અપમાન સહન નહીં થવાથી, તેણે ક્રોધના આવેશમાં આવી જઇને ત્યાં આગળ જ પ્રતિજ્ઞા કરી, કે ' હવે તો જ્યાં સુધી સંયોગિતાને વૈધવ્ય પ્રાપ્ત ન કરાવું, ત્યાં સુધી મારે દિલ્લીમાં પાણી પણ પીવું નહીં.' આવી ભયંકર પ્રતિજ્ઞા સાંભળીને ચંદ કવિને ખેદ થયો, અને તેણે હાહુલીરાયને ઘણો સમજાવ્યો, પણ તેણે માન્યું નહીં, અને ઘોડા ઉપર બેસીને તે બારોબાર શાહાબુદ્દીનની પાસે ચાલ્યો ગયો. હાહુલીરાયની વાત આખા શહેરમા ફેલાઇ, અને તે સાંભળીને ભયથી વ્યાકુલ થયેલા પ્રજાવર્ગે પોતાની સહીસલામતી માટે દિલ્લી છોડવાની શરૂઆત કરી. ધીમે ધીમે મોટા કરોડાધિપતિ વ્યાપારીઓ પોતાની મિલકત લઇને બીજાં રાજ્યોમાં જતા રહ્યા, અને દિલ્લીમાં શન્યકાર થઇ ગયો.

હાહુલીરાયની સલાહ માનીને શાહાબુદ્દીન પાછો દિલ્લી ઉપર ચઢી આવ્યો, અને તેણે ચિતોડના મહારાણા સમરસિંહ જેવા મહાવીરોને યુદ્ધમા ઠાર કરીને પૃથ્વીરાજને હરાવી કેદ કર્યો. પૃથ્વીરાજની આવી દશા થઇ છે, એવું જાણતા બરોબરજ તેને મદદ કરવા માટે આવેલો જયચંદ પોતાની રાજધાની કનોજ તરફ નાઠો. શાહબુદ્દીને પોતાના સરદાર તાતારખાનને

સૈન્ય સાથે તેની પાછળ દોડાવ્યો. તાર્તારખાન આવી પહોંચતા પહેલાજ જયચંદે શત્રુના હાથમા પકડાવાના ભયથી ગંગામા પડી પોતાના પ્રાણ છોડયા, અને શાહબુદ્દીન દિલ્લીનો તથા કનોજનો રાજા થયો.

આવી રીતે ભારતવર્ષના છેલ્લા ચક્રવર્તી રાજા પૃથ્વીરાજે કામક્રોધાદિને વશ થઇ પોતાનું રાષ્ટ્ર છિન્નભિન્ન કરી, પોતાનો પોતાના કુળનો તથા પોતાના દેશનો વિનાશ કર્યો,અને ભારત-વર્ષના સામ્રાજ્ય ઐશ્વર્યનો અંત આણ્યો.

## ૪ ઉપસંહાર

જે ભારતવર્ષે હજારો વર્ષ સુધી આખી દુનિઆ ઉપર સામ્રાજ્ય ભોગવ્યું હતુ, તે ભારતવર્ષ એકાએક આવી રીતે કયાં કારણોથી નિર્વીર્ય બની જઇ પરતંત્ર પડી ગયું, તેનો હવે આપણે વિચાર કરીએ. વેદકાળમાં આપણા ભારતવર્ષમાં જે ઋષિવર્ગ કેવળ વેદધર્મ પરાયણ રહી રાજસત્તાનું નિયંત્રણ કરતો હતો, તે ધીમે ધીમે નષ્ટ થઇ ગયો, અને તેથી રાજસત્તા એટલી બધી નિરંકુશ થઇ ગઇ, કે તેણે રાષ્ટ્રનું સંઘટ્ટન તથા રક્ષણ કરનાર વેદધર્મ એટલે ઇશ્વરી કાયદાને લાત મારીને પોતાનું સ્વાતંત્ર પ્રવર્તાવ્યું. તેને લીધે રાજાઓએ સ્વચ્છંદા-ચારથી રાષ્ટ્રને છિન્નભિન્ન કરી નાખ્યું, અને તેથી તેઓ પર-ચક્રના આક્રમણ સામે ટકી નહીં શકવાથી નામશેષ થઇ ગયા.

રાષ્ટ્રની દરેક વ્યક્તિને પોતાના જાન માલના તથા સ્વ-

માનના રક્ષણ માટે, તથા પોતાની ધર્મથી સંપાદન કરેલી મીલકતનો ઉપભોગ પોતે યથેચ્છ લઇ શકે તે માટે, રાજાની અપેક્ષા રહે છે. આમાં વિક્ષેપ થતા રાષ્ટ્રની વ્યક્તિઓમાં અસંતોષ ફેલાવાથી તેઓ રાજાની સામે થઇને અથવા તો શત્રુરાજાનો આશ્રય કરીને પોતાના રાજાને પદભ્રષ્ટ કરે છે. પૂર્વના તથા પશ્ચિમનાં ઘણાં રાજ્યોમા આવા પ્રસંગો બન્યા છે, અને તે ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. રાજા પણ એક મનુષ્ય હોવાથી કોઈ વખત કામક્રોધના વેગને અધીન થઇ અનર્થ કરવામાં પ્રવૃત્ત થાય, એ સ્વાભાવિક છે. તેથી નિયન્ત્રિત રાજસત્તાક રાજ્ય તંત્ર રાષ્ટ્રનો અભ્યુદય તથા તેનું સંરક્ષણ કરવા સમર્થ બની શકશે, એમ સમજીને ઋષિવર્ગે તેવા રાજ્યતંત્રનું સ્થાપન કર્યું હતું. હાલ પણ જ્યા જ્યા નિયન્ત્રિ રાજસત્તાક રાજ્યતંત્ર છે, ત્યાં ત્યાં સામ્રાજ્યઐશ્વર્ય જોવામા આવે છે.

વળી વેદકાળથી રામાયણના કાળ સુધી રાષ્ટ્રનું સંઘટ્ટન કરનાર યજ્ઞોમા ચારે વર્ણના આર્યોનો સત્કાર થતો હતો; અને અરણ્યમાં રહેનાર નિષાદવર્ણ, જો કે જાનપદરાજાઓના યજ્ઞોમાં ભાગ નહોતો લેતો, તોપણ નિષાદ રાજાઓને રૂદ્રયાગ જેવા વૈદિક યજ્ઞો કરાવવામાં આવતા હોવાથી, તથા નિષાદ-રાજાઓ જોડે જાનપદરાજાઓ મૈત્રીનો સંબંધ રાખતા હોવાથી, આ વર્ણ પણ પોતાને રાષ્ટ્રના અંગ તરીકે માનતો, અને ચારેવર્ણોની સાથે રહીને રાષ્ટ્રના રક્ષણમાં મદદ કરતો. પણ સ્મૃતિકાળમાં અરણ્યમાં રહેનાર ઋષિવર્ગને સ્થાનેજ જાનપદબ્રાહ્મણવર્ગ આવી જવાથી વેદકાળના હુતાદ અને અહુતાદ એ બે વિભાગોને બદલે

સ્મૃતિકાળના દ્વિજ અને શુદ્ર એ બે વિભાગ પ્રચારમાં આવ્યા, અને શુદ્રવર્ગને યજ્ઞથી વિમુખ કરી દીધો, અને તે વેદનું શ્રવણ કરે તો તેના કાનમા કલઇ અને લાખ રેડવી, જો વેદનો ઉચ્ચાર કરે તો તેની જીભ કાપી નાખવી, અને જો તે વેદ ધારણ કરે તો તેને મારી નખવો, એવા ભયંકર પ્રતિબંધો મૂકાયા, અને તેણે માત્ર દ્વિજનું દાસ્ય કરવું એવું ઠરાવ્યું. આથી શુદ્રવર્ગનો અનાદર થવાથી તે વર્ગમાંથી રાષ્ટ્રભાવના ધીમે ધીમે નષ્ટ થતી ગઇ, અને તેને ત્રૈવર્ણિકની સેવામાં યોજવાથી જુદી જુદી શિલ્પકળાઓ પણ ઘસાતી ગઇ, અને ઐતિહાસિક સમયમાં તો જે તેને પગાર આપે તેની સેવા ઉઠાવવા તે વર્ગ તૈયાર થવા લાગ્યો. આવી રીતે આર્યપ્રજાએ પોતાના પગને જ કુહાડો મારી પોતાના વિનાશનો માર્ગ સરળ કરી આપ્યો.

તેમજ સ્મૃતિકારોએ નિષાદવર્ગને પોતાના શાસ્ત્રમાંથી બાતલ કરવાથી, તેમની પ્રત્યે ત્રૈવર્ણિક દ્વિજપ્રજાનો અનાદર થઇ ગયો, અને તે એટલે સુધી કે ભારતના સમયમાં નિષાદ-રાજાનો અંગુઠો કાપી તેને નિર્વીર્ય બનાવવામાં ધર્મ મનાવા લાગ્યો. આને લીધે નિષાદોમાંથી પણ રાષ્ટ્રભાવના ધીમે ધીમે નષ્ટ થઇ ગઈ, અને તેથી રાષ્ટ્રસંરક્ષણના કાર્યમાં આર્ય-પ્રજા આ વર્ગની મદદ પણ ગુમાવી બેઠી. આ નિષાદ વર્ગની મદદથીજ બ્રાહ્મણવર્ગ પોતે અરણ્યમાં રહી વેદ ઉપવેદ તથા બીજી વિદ્યાકલાઓનું જ્ઞાન સંપાદન કરી, આર્યોને ભણાવી વેદધર્મના પ્રચારનું કામ મુખ્ય ગણવાને બદલે, પૌરોહિત્ય

સ્વીકારી જનપદમાં રહી યજ્ઞ કરાવવામાં તથા દાન લેવામાંજ પ્રવૃત્ત થઇ ગયો, અને તેને લીધે પોતાનું ગૌરવ ખોઈ બેઠો. આ વર્ગ આવી રીતે પોતાનો નિર્વાહ ચલાવતો હોવાથી, યજમાનનું મન સંપાદન કરવામાં તેણે ધર્મને પણ કેટલેક પ્રસંગે તિલાંજલિ આપવા માંડી. આનું પરિણામ એ આવ્યું, કે તેણે પોતાનું માન ગુમાવ્યું, અને તેની સાથે રાજાઓ ઉપર અંકુશ રાખવાની પોતાની સત્તા પણ ગુમાવી બેઠો; એટલુંજ નહીં પણ સામા રાજાઓ તેની ઉપર સત્તા બજાવવા લાગ્યા, અને અને આ વર્ગ ધીમે ધીમે હાલના ગોરમહારાજોની સ્થિતિમાં આવી ગયો. આ પ્રમાણે જે વર્ગ આખી આર્યપ્રજાને ઉન્નત રાખતો હતો, તે વર્ગ ઉપાડવા જેવો થઇ પડયો, અને રાષ્ટ્રભાવનાથી વિમુખ થઇ ગયો.

હવે રહ્યા ક્ષત્રિયો અને વૈશ્યો. કામક્રોધજ વ્યસનોને અધીન થઇ નિરંકુશ બનેલા રાજાઓ, અધિકારીઓને તથા પ્રજાને અનેક રીતે હેરાન કરી, પોતાનો ખજાનો ભરી મોજ મજાહ કરવા લાગ્યા, અને તેમને અનુસરીને ક્ષત્રિયો તથા વૈશ્યો પણ તેવાજ છંદમાં પડી ગયા, અને તેમનામાં પણ ભોગભાવવાનું પ્રાધાન્ય થવાથી રાષ્ટ્રભાવના ધીમે ધીમે ખસવા માંડી.

આવી રીતે સ્મૃતિકાળથી રાષ્ટ્રનું વિઘટ્ટન થવા માંડયું, અને તેનું પહેલું પરિણામ રાજાઓના પરસ્પર કલહમા અને ક્ષત્રિયકુલોના સંહારમાં આવ્યું.

જો કે આર્ય ચાણક્યે ફરીથી રાષ્ટ્રનું સંઘટ્ટન કરવાનો

પ્રયત્ન કર્યો, પણ તેનુ ફળ એકલા ચંદ્રગુપ્તનેજ મળયું. પછીના રાજાઓએ ચાણક્યના અર્થશાસ્ત્રને કોરણે મૂકીને પાછો પોતાનો સ્વચ્છંદાચાર શરૂ કર્યો, જેની પરાકાષ્ઠા પૃથ્વીરાજના સમયમાં આવી ગઈ, અને ભારતવર્ષના સામ્રાજ્ય ઐશ્વર્યના સૂર્યનો પશ્ચિમ દિશામા અસ્ત થઇ ગયો.

આપણી આર્યપ્રજાના સામ્રાજ્યનું પુનઃ સ્થાપન કરવાનો પ્રયત્ન ઇ. સ. ના સત્તરમા સૈકામાં છત્રપતિ શિવાજી મહારાજે કર્યો. જેવી રીતે વેદકાળમાં રાજાઓ પુરોહિતને અધીન રહીને તેની આજ્ઞા પ્રમાણે રાજકારભાર ચલાવતા હતા, તેવીજ રીતે તેમણે સમર્થ રામદાસ સ્વામીની આજ્ઞાને અનુસરીને રાજકારભાર ચલાવવા માડયો, અને પોતાના ક્ષાત્રબળની સાથે શ્રદ્ધબળની તથા આટવિકબળની મદદથી તેમણે મહારાષ્ટ્રમાં ફરીથી ધર્મરાજ્યની સ્થાપના કરી. તેમણે આર્યોમાં ધર્મભાવના તથા રાષ્ટ્રભાવના પ્રગટ કરી, અને રસાતળ જતા વેદધર્મનો પુનરૂદ્ધાર કર્યો. આ વખતે મુસલમાન રાજાઓની સત્તા એટલી બધી જામી ગઇ હતી, કે જો શિવાજી મહારાજે અનેક સંકટ વેઠીને વેદધર્મનું રક્ષણ કર્યું ન હત, તો દુનિઆ ઉપર વેદધર્મનું નામનિશાન પણ રહેવું મુશ્કેલ થઇ પડત.

આ સમયે પણ જો કે છત્રપતિ શિવાજી મહારાજ સમર્થ રામદાસ મહારાજની સહાયથી વેદધર્મને જીવદાન આપી શકયા, તો પણ તેઓ વેદધર્મપ્રવર્તક તથા રાજસત્તાનિયામક ઋષિવર્ગનું તથા રાષ્ટ્રનું સંઘટ્ટન કરનાર યજ્ઞસંસ્થા-

ઓનું પુનઃસ્થાપન નહી કરી શકવાથી, ધર્મરાજ્યને ચિરસ્થાયી બનાવી શકયા નહીં.

આપણે આ ઉપરથી સમજી શકીએ છીએ, કે રાષ્ટ્રના અવયવોના સંઘટ્ટન ઉપરજ રાષ્ટ્રની ઉન્નતિનો આધાર છે, અને અવયવોનું સંઘટ્ટન નિયન્ત્રિત રાજસત્તાક રાજ્યતંત્રથી થાય છે; કારણ કે તેવાજ રાજ્યતંત્રમાં ધર્મ ન્યાય સદાચાર દેશાભિમાન અને રાજભક્તિ સંભવે છે. રાષ્ટ્રનું ધારણ કરવાને માટે આ પાંચ વસ્તુઓ આવશ્યક છે, અને તેમનો અભાવ થતાં રાષ્ટ્રનો ધ્વંસ થાય છે. રાષ્ટ્રની અવનતિના સમયમાં રાજાપ્રજા અધર્મને ધર્મ, અન્યાયને ન્યાય, દુરાચારને સદાચાર, દેશદ્રોહને દેશાભિમાન, અને રાજદ્રોહને રાજભક્તિ માને છે, અને આવો બુદ્ધિનો ભ્રમ થવાથી રાજાપ્રજા અનેક દુર્ગુણોનો આશ્રય કરે છે, અને અંદર અંદર કપાઈ મરે છે, અથવા તો પોતે જાતેજ પોતાના શત્રુઓને હાથે પોતાના રાષ્ટ્રનો તથા પોતાનો વિનાશ કરાવે છે.

પોતાના દરેક કૃત્ય માટે પોતે ઇશ્વરને જવાબદાર છે, એમ માનીને ઇશ્વર પ્રીત્યર્થ પોતાની શકિત અનુસાર પોતાના રાષ્ટ્રના અભ્યુદય તથા રક્ષણ માટે જે જે કર્મો કરવામાં આવે છે, તેજ ધર્મ છે, એવું સામાન્ય લક્ષણ વેદમાં વર્ણવેલા દેવોના ધર્મો ઉપરથી આપણને મળી આવે છે. આવાં બધા કર્મોનો સમાવેશ યજ્ઞમાં થઇ જાય છે. યજ્ઞ શબ્દનો અર્થ બીજા પ્રકરણમાં જણાવવામાં આવ્યો છે.

મહાભારતના સમયમાં નષ્ટપ્રાય થઈ ગયેલા વેદધર્મનું પુનઃસ્થાપન કરનાર શ્રી કૃષ્ણે ભગવદ્ગીતામાં જણાવ્યું છે કે–

[1]યજ્ઞ શિવાયનું બીજુ કર્મ મનુષ્યને બંધન કરાવે છે, માટે તું ઈશ્વર પ્રીત્યર્થ યજ્ઞ કર'

[2]"દ્રવ્યમય યજ્ઞ કરતા જ્ઞાનમય યજ્ઞ વધારે શ્રેયસ્કર છે, અને સર્વ કર્મની સમાપ્તિ જ્ઞાનમા થાય છે. જ્ઞાની અને તત્ત્વદર્શી પુરૂષો પાસેથી તું જ્ઞાન મેળવ. આ જ્ઞાન મેળવ્યા પછી ફરીથી તું આવો મોહ નહીં પામું.'—એમ કહીને અર્જુનને તેમણે વેદધર્મમાં પ્રવૃત્ત કરેલો છે. ઋષિઓની મહત્તા પણ દ્રવ્યમય અને જ્ઞાનમય યજ્ઞોની પ્રવૃત્તિ કરવામાં જ હતી. પોતે જ્ઞાનમય યજ્ઞ કરી વેદ વેદાંગ ઉપવેદ રાજનીતિશાસ્ત્ર અને બીજી વિદ્યાકલાઓનું જ્ઞાન આર્યોનાં પવિત્ર હ્રદયોમાં હોમી રાષ્ટ્રભાવનાની જ્યોતિ પ્રજ્વલિત રાખતા, અને મોટે ભાગે રાજાઓ તથા ધનિક વૈશ્યો પાસે દ્રવ્યમય યજ્ઞો કરાવી રાષ્ટ્રનું તથા તેના દેવતાઓનું પોષણ કરતા.

રાષ્ટ્રની દરેક વ્યક્તિને તેના સત્કર્મોના તથા દુષ્કર્મોના પ્રમાણમાં સરખી રીતે શુભાશુભ ફળ મળે, તેવી વ્યવસ્થાને ન્યાય કહે છે. જ્યાં સુધી રાષ્ટ્રમાં આવો ન્યાય રહે છે, ત્યાં સુધીજ રાષ્ટ્રનું સંઘટ્ટન રહે છે, અને તે શિથિલ થતાં રાષ્ટ્ર પણ શિથિલ થતું જાય છે.

---

१. यज्ञार्थात् कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मबन्धनः ।
तदर्थं कर्म कौन्तेय मुक्तसंगः समाचर ॥ गीता अ. ३.९

२ श्रेयान् द्रव्यमयाद्यज्ञात् ज्ञानयज्ञः परंतप ।
सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते॥गीता.अ ४ ३३
उपदेक्ष्यन्ति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः॥ "अ.४-३४
यज्ज्ञात्वा न पुनर्मोहमेवं यास्यसि पाण्डव ॥"अ.४-३५

પોતાના વર્તનથી રાષ્ટ્રની કોઈ પણ વ્યક્તિની લાગણી ગેરવ્યાજબી રીતે ન દુખાય, તેવું વર્તન રાખવું તેને સદાચાર કહે છે. જ્યાં સુધી રાજાપ્રજા સદાચારસંપન્ન રહે છે, ત્યાં સુધીજ રાષ્ટ્રનું સંઘટ્ટન ટકી શકે છે. સદાચારનો લોપ થતાં રાષ્ટ્રમા એક બીજાની લાગણી દુખાયાથી પરસ્પર દ્વેષ ઉત્પન્ન થાય છે, અને પછી નજીવા કારણોને આગળ ધરીને કલહ કરવામાં આવે છે, અને પરિણામે રાષ્ટ્રનો ધ્વંસ થાય છે.

પોતાના રાષ્ટ્રના રાજાને પસંદ કરવાના તથા રાષ્ટ્રના યજ્ઞો અને ઉત્સવોમાં સત્કારપૂર્વક ભાગ લેવાના હકને લીધે પ્રજાનુ રાષ્ટ્ર ઉપર મમત્વ બંધાય છે; અને દરેક પ્રજાજનને આ મારૂં રાષ્ટ્ર છે, એવું દેશાભિમાન ઉત્પન્ન થાય છે. તેમજ ધર્મથી તથા ન્યાયથી રાષ્ટ્રનું શાસન કરીને રાજવૈભવ ભોગવવાના પોતાના–મોટે ભાગે વંશપરંપરાના–હકને લીધે રાજાને પણ રાષ્ટ્રનું અભિમાન રહે છે. આ અભિમાનને લીધે બીજાં રાષ્ટ્રો કરતાં પોતાનું રાષ્ટ્ર આગળ વધે, તેને માટે રાજા તથા પ્રજા ઉત્સાહ-પૂર્વક પ્રયત્નો કરે છે, અને જ્યારે રાષ્ટ્ર ઉપર આફત આવી પડે છે, ત્યારે પોતાના પ્રાણનું પણ બલિદાન આપીને રાષ્ટ્રનું સંરક્ષણ કરવા રાજા અને પ્રજા તૈયાર થાય છે.

ધર્મ ન્યાય અને સદાચારથી પોતાનું શાસન પ્રવર્તાવ- ૧ નાર રાજા ઉપર સ્વાભાવિક રીતેજ પ્રજાનો પ્રેમ એટલે રાજ-ભક્તિ ઉત્પન્ન થાય છે. રાષ્ટ્રના યજ્ઞો તથા ઉત્સવોમાં રાજાનો પ્રત્યક્ષ સમાગમ થતાં તે પ્રેમ વૃદ્ધિ પામે છે, અને રાજાના સુખમાં તથા દુઃખમાં પ્રજાવર્ગ ભાગીદાર બને છે. આવી રીતે સંતુષ્ટ થયેલો પ્રજાવર્ગ રાજાની આજ્ઞાઓનું પાલન કરી

રાજાને પણ સંતોષ આપે છે, અને રાજપ્રજાનો સંતોષ થવાથી રાષ્ટ્ર સમૃદ્ધ બને છે

આ સાધનપંચક આ પ્રમાણે આપણા પ્રાચીન આર્યોનાં રાષ્ટ્રોના સ્વાતંત્ર્યનું સંરક્ષણ કરવામાં તથા તેમને સર્વ પ્રકારે સમૃદ્ધ બનાવવામા તથા આર્યોના પાંચે વર્ણોનું સંઘટ્ટન કરવામાં સહાયભૂત થતા, અને તેનાથી નીચે જણાવેલી યજુર્વેદની સ્તુતિ રાષ્ટ્રમાં સર્વત્ર ફલવતી જોવામાં આવતી હતી.

'હે[1] બ્રહ્મન્, અમારા રાષ્ટ્રમાં બ્રહ્મવર્ચસવાળા બ્રાહ્મણો ઉત્પન્ન થાઓ; શૂરવીર શસ્ત્રાસ્ત્રવિદ્યામાં કુશળ અને હજારો શત્રુઓનો સંહાર કરનાર મહારથી ક્ષત્રિયો ઉત્પન્ન થાઓ; પુષ્કળ દૂધ આપનારી ગાયો, બલિષ્ઠ બળદો, અને પાણીદાર ઘોડાઓ ઉત્પન્ન થાઓ, લાવણ્યવતી વધુઓ ઉત્પન્ન થાઓ; અમારા રાજાનો વિજયશાલી, રથયુધ્ધમાં કુશળ અને રાજસભાને દીપાવે એવો વીર પુત્ર ઉત્પન્ન થાઓ; અમારા રાષ્ટ્રમાં જ્યારે જ્યારે અમારે જોઈએ ત્યારે ત્યારે વૃષ્ટિ થાઓ; અમારા રાષ્ટ્રની ઔષધિઓ ફળવાળી અને પરિપક્વ થાઓ; અને અમને જે જે વસ્તુની જરૂર પડે, તે તે વસ્તુ અમને આવી મળો, તથા અમારું સર્વ પ્રકારે રક્ષણ થાઓ.'

---

૧. आ ब्रह्मन्ब्राह्मणो ब्रह्मवर्चसी जायताम। राष्ट्रे राजन्यः शूर इषव्योऽतिव्याधी महारथो जायतां दोग्ध्री धेनुर्वोढानड्वानाशुः सप्तिः पुरन्धिर्योषा जिष्णू रथेष्ठाः सभेयो युवास्य यजमानस्य वीरो जायतां निकामे निकामे नः पर्जन्यो वर्षतु फलवत्यो न ओषधयः पच्यन्तां योगक्षेमो नः कल्पताम्।
शुक्लयजुः. अ. २२-२२

# પરિશિષ્ટ ૧.

## ( અ ) જુદા જુદા વંશોનો સમન્વય.

### ૧ રામાયણના સમયના સમકાલીન પુરૂષો.

મનુ અથવા સપ્તર્ષિથી દશરથ સુધી
પેઢી ૩૫ × ૪૦ વર્ષ = ૧૪૦૦

અત્રિથી રોમપાદના પુત્ર દશરથ સુધી
પેઢી ૨૭ × ૫૨ વર્ષ = ૧૪૦૪

અત્રિથી પરશુરામ સુધી
પેઢી ૧૮ × ૭૮ વર્ષ = ૧૪૦૪

મનુથી સીતાના પિતા સીરધ્વજ સુધી
પેઢી ૨૪ × ૫૮ વર્ષ = ૧૩૯૨

### ૨ યાજ્ઞવલ્કયના સમયના સમકાલીન પુરૂષો.

મનુથી હિરણ્યનાભ સુધી
પેઢી ૫૫ × ૪૦ વર્ષ = ૨૨૦૦

અત્રિથી કૃત નામના હિરણ્યનાભના શિષ્ય સુધી
પેઢી ૫૫ × ૪૦ વર્ષ = ૨૨૦૦

### ૩ મહાભારતના સમયના સમકાલીન પુરૂષો.

મનુથી બૃહદ્બલ સુધી
પેઢી ૬૭ × ૪૦ વર્ષ = ૨૬૮૦

અત્રિથી શ્રીકૃષ્ણ સુધી

પેઢી ૫૬ × ૪૮ વર્ષ = ૨૬૮૮

અત્રિથી અગ્રજ કર્ણ સુધી

પેઢી ૪૨ × ૬૪ વર્ષ = ૨૬૮૮

અત્રિથી જરાસંધ સુધી

પેઢી ૪૦ × ૬૭ વર્ષ = ૨૬૮૦

અત્રિથી દષ્ટકેતુ સુધી

પેઢી ૪૮ × ૫૬ વર્ષ = ૨૬૮૮,

અત્રિથી કૃપાચાર્ય સુધી

પેઢી ૪૨ × ૬૪ વર્ષ = ૨૬૮૮

## (આ) વિષ્ણુપુરાણના ચતુર્થ અંશમાં જણાવેલા વંશોનું ઐતિહાસિક દૃષ્ટિથી સમાલોચન.

૧ સામાન્ય રીતે મનુના વંશજો કરતા અત્રિ ઋષિના વંશજો દીર્ઘાયુષી જોવામા આવે છે. અને આ અત્રિવંશના કેટલાક પુરૂષો બ્રાહ્મણ ધર્મનું પાલન કરતા હતા, અને કેટલાક રાજાઓ તરીકે ક્ષત્રિયધર્મનું પાલન કરતા હતા.

૨ જુદા જુદા રાજાઓના પુત્રોનાં નામ ઉપરથી અંગ વંગ કલિંગ પાંચાલ વિગેરે દેશોનાં નામ તથા હસ્તિનાપુર, શ્રાવસ્તી, કૌશામ્બી વિગેરે નગરોના નામ પડયા છે.

૩ આદિરાજ મનુએજ ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્ર ધર્મવાળા પુત્રો ઉત્પન્ન કર્યાં, અને તેમની સંતતિ તે તે વર્ણની ગણાય. મનુના પુત્રો નાભાગ અને નેદિષ્ટ વૈશ્ય થયા, અને તેમના વંશજો વૈશ્ય ગણાયા; પૃષધ્ર શૂદ્ર થયો અને તેના વંશજો શૂદ્ર ગણાયા; અને બાકીના પુત્રો ક્ષાત્રધર્મમાં રહ્યા.

विष्णु० अंश. ४ अ १

## ૬ રાજાઓના વંશો.

### ૧ સૂર્યવંશ. ( ×રામાયણ અનુસાર )

**ઇક્ષ્વાકુકુળ.**

૧ મનુ (આદિ રાજા)
૨ ઇક્ષ્વાકુ (અયોધ્યાનો પહેલો રાજા)
૩ કુક્ષિ
૪ વિકુક્ષિ
૫ બાણ
૬ અનરણ્ય
૭ પૃથુ
૮ ત્રિશંકુ
૯ ધુન્ધુમાર
૧૦ યુવનાશ્વ
૧૧ માન્ધાતા (સાર્વભૌમ રાજા)
૧૨ સુસંધિ
૧૩ ધ્રુવસંધિ પ્રસેનજીત્

૧૩ ધ્રુવસંધિ
૧૪ ભરત
૧૫ અસિત (જેને હૈહય તાલજંઘ વિગેરે રાજાઓએ હરાવી નસાડયો)
૧૬ સગર
૧૭ અસમંજસ
૧૮ અંશુમાન્
૧૯ દીલીપ
૨૦ ભગીરથ
૨૧ કકુત્સ્થ
૨૨ રઘુ
૨૩ કલ્માષપાદ
૨૪ શંખણ
૨૫ સુદર્શન

૨૫ સુદર્શન
૨૬ અગ્નિવર્ણ
૨૭ શીઘ્રગ
૨૮ મરૂ
૨૯ પ્રશુશ્રુક
૩૦ અંબરીષ
૩૧ નહુષ
૩૨ યયાતિ
૩૩ નાભાગ
૩૪ અજ
૩૫ દશરથ
૩૬ રામચંદ્ર

× एष वक्ष्यति धर्मात्मा वसिष्ठो वै यथाक्रमम् ।
रामायण. बाल० सर्ग ७०-११.

## સૂર્યવંશ ચાલુ. ( વિષ્ણુપુરાણ અનુસાર )

૧ રામચંદ્ર
૨ કુશ
૩ અતિથિ
૪ નિષધ
૫ નલ
૬ નભમ્
૭ પુંડરીક
૮ ક્ષેમધન્વા
૯ દેવાનીક
૧૦ અહીનગુ
૧૧ રૂરૂ
૧૨ પારિયાત્ર
૧૩ દલ
૧૪ બલ
૧૫ ઉક્થ

૧૫ ઉક્થ
૧૬ વજ્રનાભ
૧૭ શંખનાભ
૧૮ વ્યુત્થિતાશ્વ
૧૯ વિશ્વસહ
૨૦ હિરણ્યનાભ— (આ રાજા પાસેથી યાજ્ઞવલ્ક્ય યોગ શીખ્યા, તથા આ રાજાએ અજમીઢ રાજાના વંશના કૃતને સામસંહિતા પોતે તૈયાર કરીને ભણાવી.)
૨૧ પુષ્ય
૨૨ ધ્રુવસન્ધિ
૨૩ સુદર્શન
૨૪ અગ્નિવર્ણ
૨૫ શીઘ્ર

૨૫ શીઘ્ર
૨૬ મરૂ
૨૭ પ્રસુશ્રુત
૨૮ સુગવિ
૨૯ અમર્ષ
૩૦ મહસ્વાન્
૩૧ વિશ્રુતવાન્
૩૨ બૃહદ્બલ (મહાભારતના યુદ્ધમાં અભિમન્યુને હાથે મરાયો)

સૂર્યવંશની દરેક પેઢીના ૪૦ વર્ષની સરેરાશ આવી શકે.

—વિષ્ણુપુરાણ અંશ ૪ અ. ૪ ततो हिरण्यनाभो महायोगीश्वरो जैमिनिशिष्यो यतो याज्ञवल्क्यो योगमवाप ।

## સૂર્યવંશ ( × વિષ્ણુ પુરાણ અનુસાર )

૧ મનુ
૨ ઇક્ષ્વાકુ
૩ વિકુક્ષિ (શશાદ)
૪ પુરંજય (કકુત્સ્થ)
૫ અનેનસ
૬ પૃથુ
૭ વિશ્વગશ્વ
૮ આર્દ્ર
૯ યુવનાશ્વ
૧૦ શ્રાવસ્ત
૧૧ બૃહદશ્વ
૧૨ કુવલયાશ્વ ( ધુંધુમાર )
૧૩ દૃઢાશ્વ
૧૪ હર્યશ્વ

૧૪ હર્યશ્વ
૧૫ નિકુંભ
૧૬ સંહતાશ્વ
૧૭ કૃશાશ્વ
૧૮ પ્રસેનજીત્
૧૯ યુવનાશ્વ
૨૦ માંધાતા ( ચક્રવર્તી )
૨૧ પુરુકુત્સ અંબરીષ મુચુકુંદ
૨૨ ત્રસદસ્યુ
૨૩ સંભૂત
૨૪ અનરણ્ય ( રાવણે દિગ્વિજયમાં માર્યો)
૨૫ પૃષદશ્વ
૨૬ હર્યશ્વ

૨૬ હર્યશ્વ
૨૭ વસુમના
૨૮ ત્રિધન્વન
૨૯ ત્રય્યારુણ
૩૦ સત્યવ્રત ( ત્રિશંકુ )
૩૧ હરિશ્ચન્દ્ર
૩૨ રોહિતાશ્વ
૩૩ હરિત
૩૪ ચંચુ
૩૫ વિજય
૩૬ રુરુક
૩૭ વૃક

× વિષ્ણુપુરાણમાં આપેલા સૂર્યવંશમાં ભૂલથી જુદા જુદા પુત્રોને વંશક્રમમાં લીધા હોય એમ લાગે છે. રામાયણનો વંશક્રમ બરોબર લાગે છે. જુઓ ૨ પરિશિષ્ટ ૬

૩૭ વૃક

૩૮ બાહુ (હૈહય તાલજંઘે છતી લેવાથી વનમા નાસી ગયો)

૩૯ સગર

૪૦ અસમંજસ્

૪૧ અંશુમાન્

૪૨ દિલીપ

૪૩ ભગીરથ

૪૪ શ્રુત

૪૫ નાભાગ

૪૫ નાભાગ

૪૬ અંબરીષ

૪૭ સિંધુદ્વીપ

૪૮ અયુતાશ્વ

૪૯ ઋતુપર્ણ

૫૦ સર્વકામ

૫૧ સુદાસ

૫૨ મિત્રસહ

૫૩ અશ્મક

૫૪ મૂલક

૫૪ મુલક

૫૫ દશરથ

૫૬ ઇલવિલ

૫૭ વિશ્વસહ

૫૮ ખટ્વાંગદિલીપ

૫૯ દીર્ઘબાહુ

૬૦ રઘુ

૬૧ અજ

૬૨ દશરથ

૬૩ રામ

| | | |
|---|---|---|
| ૪૦ કુરુવત્સ | ૪૬ ભજમાન | ૫૨ હૃદિક |
| ૪૧ અનુરથ | ૪૭ વિદૂરથ | ૫૩ દેવમીઢૂષ |
| ૪૨ પુરુહોત્ર | ૪૮ શૂર | ૫૪ શૂર |
| ૪૩ અંશ | ૪૯ શમી | ૫૫ વસુદેવ |
| ૪૪ સત્વત | ૫૦ પ્રતિક્ષત્ર | ૫૬ શ્રીકૃષ્ણ |
| ૪૫ અન્ધક | ૫૧ સ્વયંભોજ | ચંદ્રવંશની દરેક પેઢીની ૪૮ વર્ષની સરેરાશ ગણી શકાય. |
| ૪૬ ભજમાન | ૫૨ હૃદિક | |

### ૩. ચંદ્રવંશ ( વિષ્ણુપુરાણ અનુસાર )

| | | |
|---|---|---|
| ૧ અત્રિ | ૮ સુહોત્ર | ૧૫ ગાધિ |
| ૨ ચંદ્ર | ૯ જહ્નુ | ૧૬ સત્યવતી ભાર્ગવ ઋચીકને પરણી; ૧૬ વિશ્વામિત્ર |
| ૩ બુધ | ૧૦ સુજંતુ | |
| ૪ પુરુરવસ્ | ૧૧ અજક | |
| ૫ અમાવસુ | ૧૨ બલાકાશ્વ | ૧૭ જમદગ્નિ ઇક્ષ્વાકુવંશના રેણુની કન્યા રેણુકાને પરણ્યા, |
| ૬ ભીમ | ૧૩ કુશ | |
| ૭ કાંચન | ૧૪ કુશામ્બ | ૧૮ પરશુરામ |

## મગધવંશ. ( વિષ્ણુ. અંશ. ૪. ૨૩. )

| | | | |
|---|---|---|---|
| ૧ જરાસંધ | ૭ સુક્ષત્ર | ૧૩ ક્ષેમ્ય | ૧૯ સુબલ |
| ૨ સહદેવ | ૮ બૃહત્કર્મા | ૧૪ સુવ્રત | ૨૦ સુનીત |
| ૩ સોમાપિ | ૯ સેનજીત | ૧૫ ધર્મ | ૨૧ સત્યજીત |
| ૪ શ્રુતવાન્ | ૧૦ શ્રુતંજય | ૧૬ સુશ્રમ | ૨૨ વિશ્વજીત |
| ૫ અયુતાયુત | ૧૧ વિપ્ર | ૧૭ દૃઢસેન | ૨૩ રિપુંજય |
| ૬ નિરમિત્ર | ૧૨ શુચિ | ૧૮ સુમતિ | |
| ૭ સુક્ષત્ર | ૧૩ ક્ષેમ્ય | ૧૯ સુબલ | |

આ ત્રેવીસ રાજાઓએ ૧૦૦૦ વર્ષ રાજ્ય કર્યું.

રિપુંજયને મારી તેના અમાત્ય શુનકે પોતાના પુત્ર પ્રદ્યોતને મગધની ગાદી ઉપર બેસાડ્યો.

૧ પ્રદ્યોત ૩ વિશાખયૂપ ૫ નન્દિવર્ધન

## ૫. ચંદ્રવંશ.

| | | |
|---|---|---|
| ૧ અત્રિઋષિ | ૧૨ મનસ્યુ | ૨૩ દુષ્યન્ત |
| ૨ સોમ | ૧૩ અભય | ૨૪ ભરત |
| ૩ બુધ | ૧૪ સુદ્યુમ્ન | ૨૫ વિતથ |
| ૪ પુરૂરવસ્ | ૧૫ બહુગવ | ૨૬ ભવમન્યુ |
| ૫ આયુ | ૧૬ સયાતિ | ૨૭ બૃહત્ક્ષત્ર (બીજા પુત્રોની સંતતિ બ્રાહ્મણ ધર્મનું પાલન કરવા લાગી.) |
| ૬ નહુષ | ૧૭ અહયાતિ | |
| ૭ યયાતિ | ૧૮ રૈદ્રાશ્વ | |
| ૮ પૂરૂ | ૧૯ ઋતેયુ | ૨૮ સુહોત્ર |
| ૯ જનમેજય | ૨૦ રન્તિનાર | ૨૯ હસ્તિનર (હસ્તિનાપુર વસાવ્યુ). |
| ૧૦ પ્રચિન્વાન્ | ૨૧ તંસુ | |
| ૧૧ પ્રવીર | ૨૨ અનિલ | ૩૦ અજમીઢ |
| ૧૨ મનસ્યુ | ૨૩ દુષ્યન્ત | |

| | | |
|---|---|---|
| ૩૧ બૃહદિષુ | ૩૧ ઋક્ષ | ૩૧ નીલ |
| ૩૨ બૃહદ્ધનુ | ૩૨ સંવરણ | ૩૨ શાંતિ |
| ૩૩ બૃહત્કર્મા | ૩૩ કુરૂ | ૩૩ સુશાંતિ |

### ૬ જનકવંશ (વિષ્ણુપુરાણ અનુસાર).

૧ મનુ
૨ ઇક્ષ્વાકુ
૩ નિમિ (ગુરુના શાપથી વિદેહ થયો એટલે મરણ પામ્યો. ઋષિઓએ તેના શરીરનું મથન કરી જનકને ઉત્પન્ન કર્યો.)
૪ જનક (એને વૈદેહ અથવા મિથિ પણ કહેતા)
૫ ઉદારવસુ
૬ નન્દિવર્ધન
૭ સ્વકેતુ (સુકેતુ)
૮ દેવરાત
૯ બૃહદુકથ્ય (બૃહદ્રથ)
૧૦ મહાવીર્ય (મહાવીર)
૧૧ સત્યધૃતિ (સુધૃતિ)
૧૨ ધૃષ્ટકેતુ

૧૨ ધૃષ્ટકેતુ
૧૩ હર્યશ્વ
૧૪ મરૂ
૧૫ પ્રતિબંધક (પ્રતીન્ધક)
૧૬ કૃતરથ (કીર્તિરથ)
૧૭ કૃતિ (દેવમીઢ)
૧૮ વિબુધ
૧૯ મહાધૃતિ (મહીધ્રક)
૨૦ કૃતિરાત (કીર્તિરાત)
૨૧ મહારોમા
૨૨ સુવર્ણરોમા (સ્વર્ણરોમા)
૨૩ હ્રસ્વરોમા
૨૪ સીરધ્વજ (સીતાના પિતા) — કુશધ્વજ

# પરિશિષ્ટ ૨.

## રાજસૂયનો અભિષેક.

શતપથમા રાજસૂયના અભિષેકનો વિધિ નીચે પ્રમાણે વર્ણવેલો છે.

જેનો અભિષેક કરવાનો હોય છે, તે રાજકુમાર પ્રથમ રાજ્યનાં ૧૧ રત્નોને ત્યા જઈ હોમ કરે છે. આને રત્નસુહવિ આપવાનો વિધિ કહે છે.

| રત્નોના નામ. | દેવના. | દ્રવ્ય | દક્ષિણા. |
|---|---|---|---|
| ૧. ·સેનાની (સૈન્યખાતાનો મંત્રી) બ્રાહ્મણ | અનીકવાન્ અગ્નિ | અષ્ટાકપાલ પુરોડાશ | હિરણ્ય. |
| ૨. પુરોહિત. (રાજસત્તાનું નિયંત્રણ કરનાર ઋષિવર્ગનો પ્રતિનિધિ ) બ્રાહ્મણ | બૃહસ્પતિ | ચરૂ | સફેદપીઠવાળો બળદ. |

---

· . एतद्वा अस्यैकं रत्नं यत्सेनानीस्तस्म एवैतेन सूयते तं स्वमनपक्रमिणं कुरुते । शतपथ का. ૯

'.... for it is for him that he is thereby consecrated, and him he makes his faithful follower.'

*Hindu Polity by Jayaswal Part II, page 51.*

| | | | |
|---|---|---|---|
| ૩. સૂયમાન. (જે રાજકુમારનો અભિષેક કરવાનો હોય તે) ક્ષત્રિય. | ઇન્દ્ર | એકાદશકપાલ પુરોડાશ | આખલો |
| ૪. મહિષી. (પટરાણી) ક્ષત્રિયા. | આદિત્ય | ચરૂ | ગાય |
| ૫. સૂત. (સચિવ અને સારથી) ક્ષત્રિય. | વરૂણ | ચરૂ | અશ્વ |
| ૬. ગ્રામણી. (નગરશેઠ) વૈસ્ય. | મરૂતો | સપ્તકપાલ પુરોડાશ. | કાબરચિત્રો બળદ. |
| ૭. ક્ષત્તા. (અંગરક્ષક) ક્ષત્રિય. | સવિતા | અષ્ટાકપાલ પુરોડાશ. | સફેદ બળદ. |
| ૮. સંગ્રહીતા (કોશાધ્યક્ષ) વૈસ્ય. | અશ્વિનીકુમાર | દ્વિકપાલ પુરોડાશ | બે બળદ. |
| ૯. ભાગદુઘ. | પૂષા | ચરૂ | કાળો બળદ. |

| | | |
|---|---|---|
| ૧૧. પાલાગલ. (જાસુસ) | અધ્વા | આન્ત્ય બાણનો ભાથો ધનુષ્ય તથા |
| શૂદ્ર. | | પાઘડી. |

રત્નસૂહવિ થઇ ગયા પછી તે રાજકુમાર યજ્ઞ મંડપમાં આવે છે, અને ત્યાં અધ્વર્યુ જુદા જુદા દેવોને આહુતિઓ આપે છે. પછી અધ્વર્યુ વિગેરે ઋત્વિજો પાછળ જોયા વગર સીધા સભા મંડપમાં આવે છે. ત્યાં અધ્વર્યુ રાજકુમારનો જમણો હાથ ઝાલી રાખીને [1]સવિતા त्वा० તથા इमं देवा० એ બે મંત્રો ભણે છે.

હે દેવો આ અમુક અમુકના પુત્ર અમુક પ્રજાના અધિપતિ અમુકને શત્રુરહિત કરો, જેથી તે ક્ષત્રિયોમાં શ્રેષ્ઠ તથા જ્યેષ્ઠ થાય, મોટું જાનપદ રાજ્ય પ્રાપ્ત કરે, અને ઇન્દ્રના જેવો સમર્થ થાય. હે અમુક પ્રજાઓ, આ અમુક તમારો રાજા છે. અમારો બ્રાહ્મણોનો તો રાજા સોમ છે.

---

૧. सविता त्वा सवानां सुवतामग्निर्गृहपतीनां सोमो वनस्पतीनाम्। वृहस्पतिर्वाच इन्द्रो ज्यैष्ठ्याय रुद्रः पशुभ्यो मित्रः सत्यो वरुणो धर्मपतीनाम ।

शुक्लयजुः-अ ९-३९

સવિતા તને ઉત્પન્ન થયેલી વસ્તુઓનો અધિપતિ બનાવો; અગ્નિ તને ગૃહસ્થોનો, સોમ તને વનસ્પતિઓનો, બૃહસ્પતિ તને વાણીનો, ઇન્દ્ર તને જ્યેષ્ઠપણાનો, રૂદ્ર તને પશુઓનો, મિત્ર તને સત્યનો, અને વરૂણ તને ધર્મપતિઓનો અધિપતિ બનાવો.

इमं देवा असपत्नं सुवध्वं महते क्षत्राय महते ज्यैष्ठ्याय महते जानराज्यायेन्द्रस्येन्द्रियाय। इममसुष्यपुत्रममुष्यै पुत्रमस्यै विश एष वोऽमी राजा सोमोऽस्माकं ब्राह्मणानां राजा।

शुक्लयजुः-अ ९-४०

પછી અધ્વર્યુ, યૂપની ઉત્તરબાજુમા રહેલા **દ્રવ** નામના પાત્રની પાસે ઉમરડાના લાકડાના બનાવેલા જુદા જુદા ૧૭ પાત્રો અભિષેકને માટે ૧૭ [1]પદાર્થોથી ભરે છે. પ્રથમથી તૈયાર કરી રાખેલા, ખાખર, ઉમરડો, વડ, પીપળો, અને ખેરના લાકડાના બનાવેલા પાચ પાત્રોની પાસે અધ્વર્યુ વ્યાઘ્રચર્મ પાથરે છે પછી ઉપર જણાવેલા સત્તરે પાત્રોમા અનુક્રમે તે પવિત્રું નામથી તેમની શુદ્ધિ કરે છે, અને આ સત્તર પાત્રોના પદાર્થોને ખાખર ઉમરડો વડ અને પીપળાના લાકડાના બનાવેલા ચાર પાત્રોમા ભરી દે છે. પછી અધ્વર્યુ રાજકુમારને રેશમી વસ્ત્ર, કંચુક ( રેશમી અંગરખું ), અને પાઘડી પહેરાવીને તેને ગળે શાલ નાખે છે, અને પહેરેલી પાઘડીના બે લટકતા છેડાઓ કેડમા ખોસે છે આ પ્રમાણે વસ્ત્રો પહેરાવીને અધ્વર્યુ ધનુષ્યની પણછ ચઢાવી ધનુષ્યના બે છેડાઓનુ માર્જન કરી રાજકુમારના હાથમા આપે છે, અને તેની સાથે ત્રણ બાણ આપે છે. પ્રથમથી પાસે ઉભા રહેલા લાબા કેશવાળા માણસના મુખમા તાબાનો કડકો મૂકીને અધ્વર્યુ રાજકુમારને પ્રથમ ચારે દિશાઓમા અને પછી નૈઋત્યકોણમાં થોડું થોડુ ચલાવે છે. આ પ્રમાણે ચાલ્યા પછી

---

૧ આ સત્તર પદાર્થો નીચે પ્રમાણે છે.

૧ સરોવરનું પાણી. ૨. પૂર્વ તથા પશ્ચિમમા વહેતા તરંગોનુ ભેગું કરેલુ પાણી. ૩ ઝરાનુ પાણી. ૪ એક ઝરાની સામે વહેતા બીજા ઝરાનું પાણી. ૫ નદીનુ પાણી. ૬. સમુદ્રનું પાણી. ૭, સંઘરેલું પાણી. ૯ તડકામા વરસતા વરસાદનું પાણી ૧૦. ખાબોચીયાનું પાણી. ૧૧ કુવાનું પાણી. ૧૨ ઝાકળનું પાણી. ૧૩ મધ. ૧૪ ગાયની ઓરનુ પાણી. ૧૫ દુધ ૧૬ ઘી. ૧૭ ખોબામા પાણી ભરી તેની ઉપર સૂર્યના કિરણ પાડીને લેવાનું પાણી.

તેના પગ તળે સુવર્ણ રખાવી તેને વ્યાઘ્રચર્મ ઉપર બેસાડી, અધ્વર્યુ રાજકુમારના બન્ને હાથ ઉંચા કરી અભિષેકની ક્રિયાનો આરંભ કરે છે પ્રથમ અધ્વર્યુ અથવા પુરોહિત આખરના લાકડાના પાત્રમાથી રાજકુમારનો અભિષેક કરે છે પછી રાજાનો નિકટનો સબંધી ઉમરડાના લાકડાના પાત્રમાથી, મિત્રરાજા વડના લાકડાના પાત્રમાથી, અને નગરશેઠ પીપળાના લાકડાના પાત્રમાથી રાજકુમારનો અભિષેક કરે છે પોતાના શરીર ઉપર પડેલા અભિષેકના જળને રાજકુમાર પોતાના હાથમા રાખવામા આવેલા કૃષ્ણમૃગના શૃંગવડે આખે શરીરે ચોળે છે આ અભિષેકક્રિયાની સમાપ્તિ થયા પછી, રાજકુમારને વ્યાઘ્રચર્મ ઉપર ત્રણ ડગલા ચલાવવામા આવે છે, અને પછી તેને સભામંડપમાથી યજ્ઞશાળામા લઇ જઇ, તેની પાસે હોમ કરાવવામા આવે છે અભિષેકના ચારે પાત્રોને પાયમા ખાખરના લાકડાના પાત્રમા ઠાલવી દઇને આ રીતે આ પાત્રમા એકઠુ કરેલુ અભિષેક કરતા બાકી રહેલુ દ્રવ્ય રાજકુમાર, અગ્નિમા હોમી દે છે આટલી વિધિ થયા પછી તેને રાજા કહેવામા આવે છે

પછી અધ્વર્યુ તબેલામાથી રથને બહાર કાઢીને યજ્ઞશાળાની વેદીના પાછલા ભાગ આગળ લાવે છે, અને તેને ચાર ઘોડાઓ જોડે છે, અને રાજાને રથમા બેસાડે છે રાજા ચાબુકવડે જમણી બાજુના ઘોડાને પહેલો ચલાવી, રથને યજ્ઞશાળાની ઉત્તરમા રાખેલા ગાયોના ટોળાની વચમા લઇ જાય છે, અને એક ગાયને પોતાના ધનુષ્યનો છેડો અડકાડે છે ગાયોની સંખ્યા જેટલુ અથવા તેથી વિશેષ દ્રવ્ય ગાયોના માલીકને આપીને પછી રાજા રથને પૂર્વની પૂર્વબાજુએ થઇને યજ્ઞભૂમિમા લાવે છે રાજા આવી પહોચ્યા પછી અધ્વર્યુ હોમ કરે છે, હોમ થઇ રહ્યા પછી રાજા ભૂમિનુ નિરીક્ષણ કરી રથમાથી નીચે ઉતરે છે, અને રથના જમણા ચક્રમા

બાંધેલા ૧૦૦ સુવર્ણ વજનના સોનાના કડકાનો સ્પર્શ કરી તે બ્રહ્માને આપે કે બ્રહ્માને સુવર્ણ આપીને રાજા રથમા રહેલી ઉમરડાની ડાળીનો સ્પર્શ કરે છે, અને પછી અધ્વર્યુ જે જગ્યાએ વ્યાઘ્ર ચર્મ પાથર્યું હતુ, તે જગ્યાએ દોરી ભરેલી એરના માકડાની આચી મુકી, તેની ઉપર વસ્ત્ર પાથરી, તે ઉપર રાજાને બેસાડી, તેના હૃદયને હાથ અડકાડી [1]निषसाद એ મત્ર ભણે કે છેવટે સ્વિષ્ટકૃત્ હોમ કરી અભિષેક ની ક્રિયાની સમાપ્તિ કરવામા આવે જે છે આરંભથી તે અતસુધી આ બધો વિધિ મત્રપૂર્વક કરવામા આવે છે, અને જેનો આવી રીતે રાજ્યાભિષેક થયો હોય તેનેજ બીજા રાજાઓ તથા પ્રજાઓ રાજા તરીકે માને છે

રાષ્ટ્ર

પ્રકૃતિ

- ૧ સ્વામી
- ૨ અમાત્ય
  - મન્ત્રી
  - મન્ત્રીપરિષદ્
    - ૩ અમાત્યો સ્થાનીય ન્યાયાધીશો
    - ૩ અમાત્યો દ્રોણમુખ ન્યાયાધીશો
    - ૩ અમાત્યો સંગ્રહણ ન્યાયાધીશો
    - ૩ અમાત્યો અન્તપાલ દુર્ગનાં ન્યાયાધીશો
- ૩ જનપદ
- ૪ દુર્ગ
- ૫ કોશ
- ૬ દણ્ડ અધિકારી–સેનાપતિ
  - મૌલ અધિકારી–દંડપાલ દરેક સ્થાનીયમાં રાખવામાં આવતું કાયમનું સૈન્ય (ક્ષત્રિયોનું)
  - ભૃતક પગારથી થોડા વખત માટે રાખેલું સૈન્ય (ક્ષત્રિયોનું)
  - શ્રેણીબલ જનપદના લડાયક વર્ગોનું સૈન્ય (ચારે વર્ણોનું)
  - મિત્રબલ મિત્રરાજાનું સૈન્ય
  - અમિત્રબલ શત્રુરાજાનું સૈન્ય
  - આટવિકબલ નિષાદોનું સૈન્ય
- ૭ મિત્ર

રાષ્ટ્ર

પ્રકૃતિ

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
|---|---|---|---|---|---|---|
| સ્વામી | અમાત્ય | જનપદ<br>અધિકારી–સમાહર્તા | દુર્ગ | કોશ | દણ્ડ | મિત્ર |

જનપદ (અધિકારી–સમાહર્તા):

| સ્થાનીય | દ્રોણમુખ | કાર્વટિક | સંગ્રહણ | ગ્રામ |
|---|---|---|---|---|
| ૮૦૦ ગામનું | ૪૦૦ ગામનુ | ૨૦૦ ગામનુ | ૧૦૦ ગામનુ | ૧૦૦ થી |
| મુખ્ય નગર | મુખ્ય નગર | મુખ્ય નગર | મુખ્ય નગર | ૫૦૦ ઘરનુ |
| અધિકારીઓ | અધિકારીઓ | અધિકારીઓ | અધિકારીઓ | અધિકારીઓ |
| ૧ નાગરિક | ૧ નાગરિક | ૧ નાગરિક | ૧ નાગરિક | ૧ ગ્રામિક |
| ૨ દુર્ગપાલ | ૨ સ્થાનિકો | ૨ સ્થાનિકો | ૨ સ્થાનિકો | ૨ ગોપ |
| ૩ દણ્ડપાલ | ૩ ૩ અમાત્યો | ૩ ૩ પ્રદેષ્ટાઓ | ૩ ૩ અમાત્યો | |
| ૪ સ્થાનિકો | ૪ ૩ પ્રદેષ્ટાઓ | | ૪ ૩ પ્રદેષ્ટાઓ | |
| ૫ ૩ અમાત્યો | | | | |
| ૬ ૩ પ્રદેષ્ટાઓ | | | | |

રાજ્યમાં જનપદ શિવાયના ભાગના નીચે મુજબ વિભાગ હતા

- અન્તપાલદુર્ગો સરહદ ઉપરના કિલ્લાઓ અધિકારીઓ
  - ૧ નાગરિક
  - ૨ અન્તપાલ
  - ૩ દંડપાલ
  - ૪ સ્થાનિકો
  - ૫ ૩ અમાત્યો
  - ૬ ૩ પ્રદેષ્ટાઓ
- વનો અધિકારી-વનપાલો
  - દ્રવ્યવન
  - હસ્તિવન
- ગોચરો અધિકારી-વિવીતાધ્યક્ષ
- ખાણો અધિકારીઓ આકરકર્માન્તિકો
- પત્તન બંદરો અધિકારીઓ
  - ૧ પત્તનાધ્યક્ષ
  - ૨ નાવાધ્યક્ષ

# શ્રી સયાજી સાહિત્યમાળા

પાએલાં પુસ્તકો. કિ

વિજ્ઞાન-ગુચ્છ:— કાચી

| | |
|---|---|
| ૨. ભૂપૃષ્ઠવિચાર (બીજી આવૃત્તિ) | |
| ૧૧. દેહધર્મવિદ્યાનાં તત્ત્વો. | ૦-૧૪-૦ |
| ૧૨. વિજ્ઞાનપ્રવેશિકા. | ૦-૧૦-૦ |
| ૧૩. જીંદગીનો વીમો. (બીજી આવૃત્તિ) | |
| ૧૭. ઉદ્‌ભિજ્જવિદ્યાનું રેખાદર્શન | |
| ૧૮. કરોળીઆ ( સચિત્ર ). | ૦-૧૩-૦ |
| ૨૨. પ્રાણીવિદ્યાનું રેખાદર્શન (સચિત્ર). | ૦-૧૪-૦ |
| ૨૫. મનુષ્યવિદ્યાનાં તત્ત્વો. | ૦-૧૪-૦ |
| ૩૫. જીવવિદ્યા ( સચિત્ર ). | ૦-૧૪-૦ |
| ૩૮. તુલનાત્મક ભાષાશાસ્ત્ર. | ૧- ૨-૦ |
| ૪૬. રાજનીતિનો સંક્ષિપ્ત ઇતિહાસ. | |
| ૪૭. સમાજશાસ્ત્રપ્રવેશિકા. | |
| ૪૮. બાળઉછેર. | |
| ૫૦. બાળસ્વભાવ અને બાળઉછેર. | |
| ૫૧. શરીરયંત્રનું રેખાદર્શન ( સચિત્ર ). | |
| ૬૩. વિદ્યુત ( સચિત્ર ) | |
| ૬૪. સુપ્રજનશાસ્ત્ર. | |
| ૬૭. પ્રાણીસૃષ્ટિ ( સચિત્ર ). | |
| ૭૦. રસાયનપ્રવેશિકા ( સચિત્ર ). | |
| ૭૫. વડોદરાનું અર્થશાસ્ત્ર. | |
| ૮૧. સત્યમીમાંસા. | |
| ૮૪. सनईवादन पाठमाला पु. ३. ( मराठी ) | |
| ८५. सदर सदर पु. ४. ( मराठी ) | |
| ८६. अवताररहस्य ( हिन्दी ) | |

| | |
|---|---|
| ८८. सजीव सृष्टीची उत्क्रांति ( मराठी ) ( सचित्र ) | २-११-० |
| ९१. यांत्रिक प्रदीप (प्रथम भाग) (मराठी) (सचित्र) | १- ६-० |
| ૯૨. સહકાર્ય અને રાષ્ટ્રીય જીવન. | ૦-૧૩-૦ |
| ૯૫ મલ્લવિદ્યા ( અચિત્ર ) | ૧- ૦-૦ |
| ૯૬. ગૃહકુળવિદ્યા. | ૦-૧૫-૦ |
| ૯૭. મનોધર્મવિદ્યાના મૂળતત્ત્વો. | ૦-૧૧-૦ |
| ૯૮. સૃષ્ટિની બાલ્યાવસ્થા (સચિત્ર) | ૧- ૨-૦ |
| ૧૦૦. આયુર્વેદનો સંક્ષિપ્ત ઇતિહાસ. | ૧- ૦-૦ |
| ૧૦૨. સામર્થ્યનું વિજ્ઞાન. | ૧- ૪-૦ |
| ११२. तत्त्वज्ञानांतील कूटप्रश्न ( मराठी ) | १- ०-० |
| ११४. सुप्रजाजननशास्त्र ( मराठी ) | ०-१२-० |
| ૧૧૬. સરોવરના જીવો. | ૦-૧૩-૦ |
| ૧૧૭. સૂર્ય. | ૦-૧૨-૦ |
| ૧૨૨. પરિવર્તનવાદ. | ૦-૧૦-૦ |
| ૧૨૪. નૌકાબળ. | ૦-૧૧-૦ |
| ૧૨૫. અર્વાચીન આર્યભાષાઓની તુલના. | ૧- ૩-૦ |
| ૧૩૦. આપણું પ્રાચીન રાજ્યતન્ત્ર અથવા રાજપ્રજાના ધર્મો | ૧- ૪-૦ |

| | કાચી | પાકી. |
|---|---|---|
| ૭૪. मीरांबाई ( मराठी ) | | ०-१५-० |
| ૭૭. ચક્રવર્તી અશોક. | | ૦-૧૪-૦ |
| ७८. समुद्रगुप्त ( हिन्दी ) ( सचित्र ). | | ०-१२-० |
| ९८. अप्रसिद्ध ऐतिहासिक चरित्रें ( मराठी ) | | १- ०-० |
| ૧૦૪. શેકસપિયર. | | ૦-૧૧-૦ |
| ૧૦૭. અકબર (સચિત્ર) (બીજી આવૃત્તિ) | | ૦-૧૪-૦ |
| १२७. पंडित जगन्नाथराय चरित्र आणि संगीत गंगालहरी (मराठी) | | १- ०-० |

૩. ઇતિહાસ-ગુચ્છ:—

| | | |
|---|---|---|
| १. संस्कृत वाङ्मयाचा इतिहास. ( मराठी ) | | २- ८-० |
| ૫. જગતનો વાર્તારૂપ ઇતિહાસ, ભાગ ૧લો. (બીજી આવૃત્તિ) | | ૩-૦-૦ |
| ૧૯. બ્રિટિશ રાષ્ટ્રીય સસ્થાઓ | ૦-૧૨-૦ | ૦-૧૩-૦ |
| ૨૪. પૅલેસ્ટાઇનની સંસ્કૃતિ. | ૦-૧૧-૦ | ૦-૧૨-૦ |
| ૨૬ જગતનો વાર્તારૂપ ઇતિહાસ, ભાગ ૨જો. (બીજી આવૃત્તિ) | | ૩- ૦-૦ |
| ૩૧ પાર્લમેન્ટ. | ૧-૨-૦ | ૧- ૪-૦ |
| ૩૪ ઇતિહાસનું પ્રભાત. | ૧-૨-૦ | ૧- ૪-૦ |
| ૪૩. નવીન જાપાનની ઉત્ક્રાંતિ | | ૧- ૦-૦ |
| ૫૫. ચીનની સસ્કૃતિ. | | ૧- ૦-૦ |
| ૫૬. નેપોલીઅન બોનાપાર્ટ, ભાગ પહેલો | | ૨-૧૨-૦ |
| ૫૭ નેપોલીઅન બોનાપાર્ટ, ભાગ બીજો | | ૨-૧૦-૦ |
| ૫૮ નેપોલીઅન બોનાપાર્ટ, ભાગ ત્રીજો | | ૨-૧૨-૦ |
| ૫૯ નેપોલીઅન બોનાપાર્ટ, ભાગ ચોથો | | ૩- ૦-૦ |
| ૬૦ ઉન્નતિવિચાર (પૂર્વાર્ધ) | | ૧-૧૦-૦ |
| ૬૧. પ્રાચીન હિંદુસ્તાનમા સ્થાનિક સ્વારાજ્ય | | ૧- ૧-૦ |
| ६५ हिंदुस्थानचा अर्वाचीन इतिहास—मराठी रियासत ( मध्यविभाग ) भा. १ ( मराठी ) (द्वितीयावृत्ति) | | २-११-० |
| ६६. सदर भा. २ „ | | २-१२-० |
| ६८ सदर भा. ३ „ | | २- ४-० |
| ૬૯ હિંદુસ્તાનની સંસ્કૃતિ | | ૧-૧૨-૦ |
| ૮૨ રોમનો ઇતિહાસ | | ૧- ૦-૦ |

| | કાચી | પાકી |
|---|---|---|
| ८३ पार्लमेंट. ( मराठी ) | | १– ८–० |
| ९० मराठ्यांच्या प्रसिद्ध लढाया ( मराठी ) | | ३– ०–० |
| ૧૦૧ અશોકના શિલાલેખો. | | ૧– ૬–૦ |
| ૧૦૩ હિંદુસ્તાનના લોકો અને પ્રશ્નો. | | ૧– ૦–૦ |
| ૧૦૮ સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ. | | ૦– ૯–૦ |
| ૧૦૯ વડોદરા રાજ્યનો ઇતિહાસ. | | ૧–૧૦–૦ |
| ૧૧૧ ઇટાલીનું જીવનપ્રભાત. | | ૧– ૨–૦ |
| ૧૧૫ ઇંગ્લાંડ અને હિંદુસ્તાન. | | ૦–૧૫–૦ |
| ૧૨૧ હિંદુસ્તાનના લોકો. | | ૦–૧૧–૦ |
| १२३ हिंदुस्थानच्या इतिहासांतील गोष्टी ( मराठी ) | | ०–१३–० |
| ૧૨૫. મરાઠી રિયાસત, મધ્ય વિભાગ, ભાગ પહેલો | | ૨– ૧–૦ |
| १२८. चीन देशांतील सुधारणा (मराठी) | | १– ४–० |
| ૪ વાર્તા-ગુચ્છ:— | | |
| ૩ અંગ્રેજ બાલજીવન–આપણા લઘુબન્ધુ અંગ્રેજ(બી.આ.) | | ૦–૧૫–૦ |
| ૪ અલકાનો અદ્ભુત પ્રવાસ (સચિત્ર–બીજી આવૃત્તિ) | | ૧– ૪–૦ |
| ૧૬ વીર પુરુષો. | | ૦–૧૨–૦ |
| ૧૦૫ જાતસ્વભાવશતક ( પૂર્વાર્ધ ) | | ૦–૧૫–૦ |
| ૧૦૬ જાતિસ્વભાવશતક (ઉત્તરાર્ધ) | | ૦–૧૩–૦ |
| ११३ सुबोधकथामाला ( मराठी ) | | ०–१५–० |

| | કાચી | પાકી |
|---|---|---|
| ૬. નીતિ-ગુચ્છ:— | | |
| ૫ માબાપને બે બોલ (ત્રીજી આવૃત્તિ) | | ૦– ૬–૦ |
| ૭ નીતિશાસ્ત્ર. | | ૦–૧૪–૦ |
| ૨૭ નીતિવિવેચન ( બીજી આવૃત્તિ ) | ૧–૦–૦ | ૧ –૨–૦ |
| ૨૯ કૉબેટનો ઉપદેશ ( બીજી આવૃત્તિ ) | | ૦–૧૫–૦ |
| ૩૭ નૈતિક જીવન તથા નૈતિક ઉત્કર્ષ. | ૦–૧૪–૦ | ૧– ૦–૦ |
| ૭૧ ઉદાસીપથના નીતિવચનો. | | ૦–૧૦–૦ |
| ७६. नीतिविवेचन ( हिन्दी ) | | १– ७–० |
| ૭ શિક્ષણ-ગુચ્છ:— | | |
| १०. बालोद्यानपद्धतीचें गृहशिक्षण (सचित्र) (मराठी) | ०–८–० | ०–१०–० |
| ૨૮ બાળોદ્યાનપદ્ધતિનું ગૃહશિક્ષણ (સચિત્ર). | ૦–૧૨–૦ | ૦–૧૪–૦ |
| ૫૨ શાળા અને શિક્ષણપદ્ધતિ. | | ૦–૧૫–૦ |
| ૮૯ પ્રાચીન હિંદમાની કેળવણી. | | ૦–૧૩–૦ |
| ११९. मुक्या मुलाचें गृहशिक्षण ( मराठी ) | | ०–१४–० |
| ૮ પ્રકીર્ણ-ગુચ્છ:— | | |
| १५. सुधारणा आणि प्रगति (द्वितीयावृत्ति) (मराठी) | | ३–०–० |
| ११. शिस्त (मराठी) | | १–०–० |
| ३९. हिंदुस्तानचा लष्करी इतिहास व दोस्तराष्ट्राच्या फौजा (मराठी) | | २– ८–० |
| ૫૪ સંસ્કૃતિ અને પ્રગતિ. | | ૨– ૮–૦ |
| ७३. जबाबदार राज्यपद्धति (मराठी) | | ०–१३–६ |
| ७९. इंग्रजी शिष्टाचार (मराठी) | | ०–१४–० |
| ८७. नागरिकांचीं कर्तव्यें (मराठी) | | ०–१४–० |
| ૯૩ હિન્દુસ્તાનમા ક્ષયરોગ. | | ૧– ૦–૦ |
| ९४ बडोद्याचें मराठी साहित्य (मराठी) | | ०–११–० |
| ૧૧૦ લંડનનિવાસીની કેળવણી. | | ૦– ૮–૦ |
| ११०. कादंबरीची गोष्ट ( मराठी ) | | ०–१४–० |
| ૧૨૫. જુવાનીની ચાવી | | ૨– ૦–૦ |

# શ્રી સયાજી બાળજ્ઞાનમાળા.

| છપાએલાં પુસ્તકો:— | કિંમત |
|---|---|
| ૧ ગિરનારનું ગૌરવ ( બીજી આવૃત્તિ ) ( સચિત્ર ). | ૦-૬-૦ |
| ૨ ઋતુના રંગ ( બીજી આવૃત્તિ ). | ૦-૬-૦ |
| ૩ શરીરનો સંચો ( બીજી આવૃત્તિ ) ( સચિત્ર ). | ૦-૬-૦ |
| ૪ મહારાણા પ્રતાપ ( બીજી આવૃત્તિ ) ( સચિત્ર ). | ૦-૬-૦ |
| ૫ કોપની કથા ( બીજી આવૃત્તિ ) ( સચિત્ર ). | ૦-૬-૦ |
| ૬ પાટણ-સિદ્ધપુરનો પ્રવાસ ( બીજી આવૃત્તિ ). | ૦-૬-૦ |
| ૭ પાવાગઢ ( બીજી આવૃત્તિ ). | ૦-૬-૦ |
| ૮ ઔરંગઝેબ ( બીજી આવૃત્તિ ) ( સચિત્ર ). | ૦-૬-૦ |
| ૯ મધપુડો ( બીજી આવૃત્તિ ) ( સચિત્ર ). | ૦-૬-૦ |
| ૧૦ રણજીતસિંહ ( બીજી આવૃત્તિ. ). | ૦-૬-૦ |
| ૧૧ સુખી શરીર ( બીજી આવૃત્તિ ). | ૦-૬-૦ |
| ૧૨ શ્રી હર્ષ ( બીજી આવૃત્તિ ). | ૦-૬-૦ |
| ૧૩ સૂર્યકિરણ ( બીજી આવૃત્તિ ) ( સચિત્ર ). | ૦-૬-૦ |
| ૧૪ વાતાવરણ ( બીજી આવૃત્તિ ). | ૦-૬-૦ |
| ૧૫ ગ્રહણ ( બીજી આવૃત્તિ ) ( સચિત્ર ). | ૦-૬-૦ |
| ૧૬ નાલનેપોલીઅન ( બીજી આવૃત્તિ ). | ૦-૬-૦ |
| ૧૭ कोपकी कथा ( सचित्र ) ( हिन्दी ) | ૦-૮-૦ |
| ૧૮ લોહીની લીલા. | ૦-૬-૦ |
| ૧૯ श्री हर्ष ( हिन्दी ). | ૦-૮-૦ |
| ૨૦ સિકંદરની સ્વારી. | ૦-૬-૦ |
| ૨૧ સુરત. | ૦-૬-૦ |
| ૨૨ એશિયાની ઓળખાણ, ભાગ પહેલો. | ૦-૬-૦ |

| | |
|---|---|
| ૨૩ ભુસ્તરની કથા. | ૦-૬-૦ |
| ૨૪ લૉર્ડ વિલિયમ બેન્ટિન્ક. | ૦-૬-૦ |
| ૨૫ નાના ફડનવીસ. | ૦-૬-૦ |
| ૨૬ ચંદ્ર. | ૦-૬-૦ |
| ૨૭ વડોદરાનો વૈભવ. | ૦-૬-૦ |
| ૨૮ મહાદજી સિંધિયા. | ૦-૬-૦ |
| ૨૯ ધગ્ધોણી. | ૦-૬-૦ |
| ૩૦ ચાચડ. | ૦-૬-૦ |
| ૩૧ પાચનક્રિયા અને દુધ. | ૦-૬-૦ |
| ૩૨ એશિયાની ઓળખાણ, ભાગ બીજો. | ૦-૬-૦ |
| ૩૩ ગર્ભની કથા. | ૦-૬-૦ |
| ૩૪ બાલ બાબર. | ૦-૬-૦ |
| ૩૫ નાડીતંત્ર. | ૦-૬-૦ |
| ૩૬ બૌદ્ધ ગુફાઓ. | ૦-૬-૦ |
| ૩૭ મહાબળેશ્વર. | ૦-૬-૦ |
| ૩૮ હિંદુસ્તાનનું વહાણવટું. | ૦-૬-૦ |
| ૩૯ જાતિ અને જ્ઞાતિ, ભાગ પહેલો. | ૦-૬-૦ |
| ૪૦ જાતિ અને જ્ઞાતિ, ભાગ બીજો | ૦-૬-૦ |
| ૪૧ વિલિયમ યુવર્ટ ગ્લૅડસ્ટન | ૦-૬-૦ |
| ૪૨ શૂરવીર શિવાજી ( સચિત્ર ). | ૦-૬-૦ |
| ૪૩ आरोग्यता ( हिन्दी ). | ૦-૮-૦ |
| ૪૪ દરિયાકાંઠો ( સચિત્ર ). | ૦-૬-૦ |
| ૪૫ ભરફ અને પાણી. | ૦-૬-૦ |
| ૪૬ અર્થશાસ્ત્રની ઓળખાણ. | ૦-૬-૦ |
| ૪૭ सभाजी महाराज ( मराठी ). | ૦-૬-૦ |
| ૪૮ महाराणा प्रताप ( मराठी ). | ૦-૬-૦ |
| ૪૯ કોયલાની કથા. | ૦-૬-૦ |

૫૦ જાડરની કથા.
૫૧ ડ્યુક ઑફ વેલિંગ્ટન.
૫૨ માકણ અને જૂ.
૫૩ પાણીના પરાક્રમ, ભાગ પહેલો.
૫૪ પાણીના પરાક્રમ, ભાગ બીજો.
૫૫ રસાયનપ્રવેશ.
૫૬ બાળપૃથ્વી.
૫૭ હવા અને પાણી.
૫૮ કોયલાની ખાણ
૫૯ ઉત્સર્ગતંત્ર.
૬૦ कोपाचें वर्णन ( मराठी ).
૬૧ રાષ્ટ્રીય કેળવણી.
૬૨ ફ્રેંકસાની કથા.
૬૩ ઈંગ્લાંડનું વહાણવટું.
૬૪ औरंगजेब ( हिन्दी ).
૬૫ કરકસર.
૬૬ ચક્રવર્તી અશોક.
૬૭ बालवानर ( मराठी ).
૬૮ ખડકની કથા.
૬૯ પાણી.
૭૦ ઉષ્મા.
૭૧ विलियम एवर्ट ग्लॅडस्टन ( मराठी ).
૭૨ संपत्ति व भाडवळ. ( मराठी )
૭૩. કરોળિયાનાં કાવતરાં.
૭૪. આર્યોનું આદિનિવાસસ્થાન.
૭૫. યકૃતની કથા.
૭૬. મંગળ.
૭૭. જીવનરસાયનવિદ્યા.

---